# પવિત્ર વેદ
# અને
# ઈસ્લામ ધર્મ


લેખક : ક્યૂ. એસ. ખાન

B.E. (Mech)

Email : (hydelect@vsnl.com)

અનુ. : મુહમ્મદ જમાલ પટીવાલા



—: પ્રકાશક :—

**તનવીર પબ્લિકેશન**

**મુંબઈ-૭૮**

## : શ્રી ક્યૂ. એસ. ખાન દ્વારા લિખિત અન્ય પુસ્તકો :

1. Law of Success for both the Worlds.
2. How to Prosper Islamic Way.
3. Yashachi Gurukilli.
   (Marathi Translation of "Law of Success for both the Worlds.)
4. Introduction to Hydraulic Presses.
5. Design and Manufacturing of Hydraulic cylinders.
6. Study of Hydraulic Valves, Pumps and Accumulators.
7. Study of Hydraulic Accessories.
8. Study of Hydraulic Circuit.
9. Study of Hydraulic Seals, Fluid Conductor and Hydraulic Oil.
10. Essential knowledge required for Design and Manufacturing of Hydraulic Presses.
11. Teaching of Vedas and Quran.
12. Hajj - Journey Problems and their easy Solutions.
    (This book is translated in Urdu, Hindi, Gujarati and Bengali languages).


—: પ્રાપ્ત કરવાનું સ્થળ :—

# ફિરદૌસ કિતાબ ઘર

૧૭૯, વઝીર બિલ્ડિંગ, શાલીમાર હોટલ પાસે, ભિંડી બજાર,
મુંબઈ - ૩
Mobile : 9892184258

આ પુસ્તકમાં, તમને જો કોઈ ભૂલ જોવા મળે તો અમને જાણ કરવા વિનંતી છે, જેથી અમે તેને આગામી સંસ્કરણમાં સુધારી શકીએ.

---

પુસ્તકનું નામ

# પવિત્ર વેદ અને ઇસ્લામ ધર્મ

ISBN No. 978-93-80778-18-1

તનવીર પ્રકાશન

**હાઇડ્રો ઇલેક્ટ્રિક મશીનરી પ્રિમાઇસીસ**

એ-૧૩, રામ-રહીમ ઉદ્યોગનગર, બસ સ્ટોપ લાઈન,
એલ.બી.એસ. માર્ગ, સોનાપુર, ભાંડુપ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦૦૭૮

ઈમેઈલ : hydelect@vsnl.com, hydelect@mtnl.net.in
વેબ-સાઇટ : www.tanveerpublication.com
www.freeeducation.co.in

પ્રથમ આવૃત્તિ : ૨૦૧૨

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

આ પુસ્તક લખવાનો ઉદ્દેશ્ય મુસલમાનો અને હિંદુ ભાઈઓ વચ્ચે રાજકીય પક્ષો દ્વારા જે દ્વેષ ઊભો કરવામાં આવી રહ્યો છે તેને ઓછો કરવાનો છે.

આ પુસ્તકમાં મેં એવા વિષયો વિશે જાણકારી આપવાનો પ્રયત્ન કર્યો છે, જે બંને ધર્મોમાં એક સમાન છે.

જો આપણે કોઈ વિદેશમાં જઈએ અને આપણને ખબર પડે કે આપણા દેશનો કોઈ માણસ ત્યાં મોજૂદ છે, તો તેનાથી, કોઈ પરિચય ન હોવા છતાં આપણને પોતાનાપણું, સહાનુભૂતિ કે મિત્રતાનો અનુભવ થાય છે. આ અનુભૂતિ આપણને એક સમાન (Common) દેશ હોવાને કારણે થાય છે.

સમાન (Common) વસ્તુઓ વાસ્તવમાં મિત્રતા અને સંબંધમાં વધારો કરે છે. તેથી અહીં મેં બંને ધર્મોના સમાન વિષયો (Common Topics)ની જાણકારી આપવાનો પ્રયત્ન કર્યો છે. મને આશા છે કે આ સમાનતાઓ બંને સમુદાયો વચ્ચે નફરત ઓછી કરવા અને ભાઈચારો વધારવાનું માધ્યમ બનશે.

મને આશા છે કે શાંતિ-પ્રિય લોકો આ પુસ્તકને પસંદ કરશે.

**ક્યૂ. એસ. ખાન**

hydelect@vsnl.com

# હિંદુ ધર્મના ઈશ્વરીય ગ્રંથો

ભારતીય લોકો સમગ્ર વિશ્વમાં પોતાની મહેનત, પ્રમાણિકતા, ઉચ્ચ શિક્ષણ અને શિષ્ટતા માટે પ્રસિદ્ધ છે. તેથી અમેરિકાના નાસા (National Aeronautic & Space Organisation of America) માં ૩૫% વૈજ્ઞાનિક ભારતીય છે, અને આ જ કારણ છે કે અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલેન્ડ, જર્મની, કેનાડા વગેરેમાં નવા નાગરિક તરીકે ભારતીયોને પ્રાથમિકતા આપવામાં આવે છે. પરંતુ એ કેવી આશ્ચર્યની વાત છે કે આ મહાન દેશના મહાન નાગરિકો ધર્મના મામલામાં આખી દુનિયાથી તદ્દન જૂદા છે ? દરેક પ્રદેશમાં અથવા દરેક ધર્મનો એક ઈશદૂત અને એક ધાર્મિક ગ્રંથ છે. પરંતુ હિંદુ ધર્મમાં કોઈ ઈશદૂત નથી અને ન તો એવો કોઈ ગ્રંથ છે જેને એમ કહી શકાય કે આ ગ્રંથ ઈશ્વરે આ ઈશદૂત ઉપર પ્રગટ કરેલ છે. પરંતુ આ સત્ય નથી. હિંદુ ધર્મમાં પણ ઘણાં ઈશદૂતો આવ્યા છે અને આ ધર્મમાં પણ ઈશ્વર દ્વારા અવતરિત કરવામાં આવેલ ગ્રંથો છે, પરંતુ સામાન્ય લોકો તેને જાણતા નથી.

વેદોએ ક્યારેય જાતિ-જ્ઞાતિના આધારે સમાજને વિભાજિત કરવાનું કહ્યું નથી.

ઉદાહરણાર્થ : (ઋગ્વેદ, ૧:૯૨:૧૦, ૧૦:૯૦:૧૨) તથા (અથર્વવેદ, ૧૯:૬:૬); પરંતુ ઉચ્ચ વર્ણના લોકોએ સમાજને જાતિ-જ્ઞાતિમાં વહેંચીને સૌથી વધારે પ્રતિષ્ઠિત કાર્ય અને સ્થાન પોતાના માટે આરક્ષિત કરી લીધું. સને ૧૮૦૦ ઇસ્વી સુધી વેદ લેખિત સ્વરૂપે નહોતા. તેને પંડિતોએ મૌખિક (Memorise) યાદ કરી રાખેલ હતા. વેદ લેખિત સ્વરૂપમાં ન હોવાને કારણે અન્ય જાતિના લોકો સ્વયં પણ વેદોને વાંચી શકતા નહોતા.

જેમને ધર્મનું જ્ઞાન છે, તેઓ ભારતમાં કેવળ ૫% છે. પરંતુ તેમણે પોતાના માટે જે નિયમો બનાવ્યા હતા, તેનાથી ૩૦૦૦ વર્ષ સુધી તમામ ધાર્મિક મામલાઓ પર તેમનું સંપૂર્ણ નિયંત્રણ રહ્યું. તેનાથી તેમની આર્થિક સ્થિતિ તો મજબૂત થઈ ગઈ, પણ સામાન્ય લોકો વેદોથી તદ્દન કપાઈને રહી ગયા અને પૌરાણિક કથાઓમાં ખોવાઈ ગયા. પછી ન તેમને પોતાના ઈશદૂતો યાદ રહ્યા અને ન તો પોતાના ઈશ્વરીય ગ્રંથો.

હવે જ્યારે કે સમાજનો કોઈ વર્ગ આર્થિક રીતે પૂજા-પાઠ ઉપર નિર્ભર નથી, ત્યારે ધાર્મિક જ્ઞાનને સામાન્ય લોકો સુધી પહોંચાડવાનો પ્રયાસ કરવો જોઈએ અને જે ધાર્મિક નુકસાન થઈ ચૂક્યું છે, તેને ભરપાઈ કરવાનો પ્રયત્ન પણ કરવો જોઈએ.

## આપણે હિંદુ ધર્મના ઈશ્વરીય ગ્રંથને કેવી રીતે ઓળખીએ ?

ત્રણ ગ્રંથોને તેના માનવાવાળાઓ ઈશ્વરીય ગ્રંથ તરીકે સ્વીકારે છે : પવિત્ર કુર્આન, બાઇબલ અને તૌરાત. આ ગ્રંથોમાં ઈશ્વર દ્વારા સ્વર્ગ-નર્ક, પ્રલય (કયામત) અને મૃત્યુ પછી જીવન અંગે એક સરખું વર્ણન છે.

આ જ આધારે, જો આપણે હિંદુ ધર્મના ગ્રંથોનું અધ્યયન કરીએ, તો ઋગ્વેદ અને અન્ય વેદોમાં પણ આપણને ઈશ્વર, સ્વર્ગ-નર્ક, પ્રલય (કયામત) તથા મૃત્યુ પછી જીવન તથા કેટલાક પયગંબરોનું વર્ણન પણ મળે છે.

## ઈશ્વર વિશે ઋગ્વેદમાં છે કે :

(૧) ઈશ્વર જ પૃથ્વી અને આકાશનો નિર્માતા (માલિક) છે. (ઋગ્વેદ, ૧:૧૯:૭)

(૨) હે ઈશ્વર ! તું જ, પ્રથમ છે અને તું જ અંતિમ છે તથા સર્વજ્ઞાની છે. (ઋગ્વેદ, ૨:૩૧:૧)

(૩) હે ઈશ્વર ! તારું જ પ્રત્યેક વસ્તુ પર નિયંત્રણ છે. (ઋગ્વેદ, ૨:૧૬:૧૦)

## સ્વર્ગ-નર્ક વિશે ઋગ્વેદમાં છે કે :

(૧) પાપીઓ માટે અત્યંત ઊંડી ખાઈ (નર્ક) બનાવવામાં આવી છે. (ઋગ્વેદ, ૪:૫:૫) આચાર્ય સાયન અનુસાર અત્યંત ઊંડી ખાઈનો અર્થ નર્ક છે.

(૨) શુદ્ધ (પાક) કરવાવાળા વડે શુદ્ધ (પાક) થઈને એવા શરીરની સાથે જેમાં હાડકાં નહીં હોય, તે ચમકદાર બનીને પ્રકાશની દુનિયામાં પહોંચે છે. તેમના શરીરને અગ્નિ બાળશે નહીં. સ્વર્ગની દુનિયામાં તેમના માટે ખૂબ જ આનંદ (Pleasure) છે. (ઋગ્વેદ, ૪:૩૪:૨)

(૩) તમારા અનુયાયીઓ ઈશ્વરની પ્રાર્થના ઉદાર હૃદયથી કરશે અને તમને સ્વર્ગમાં આનંદ પ્રાપ્ત થશે. (ઋગ્વેદ, ૧૦:૯૫:૧૮)

(૪) પોતાની સત્યનિષ્ઠા અને કરુણામય સ્વભાવના કારણે તમે એ સ્થાન પામશો. જે અત્યંત વિશાળ છે. (ઋગ્વેદ, ૧:૨૧:૬) આચાર્ય સાયન અનુસાર અત્યંત વિશાળ સ્થળનો અર્થ સ્વર્ગ છે.

## મૃત્યુ પછીના વિષયે ઋગ્વેદમાં છે કે :

(૧) વારંવાર જન્મવાનો ઉલ્લેખ શૈતાનની જેમ પ્રાચીન યુગના લોકો દ્વારા કહેવામાં આવી રહ્યું છે, ગુનેગારોની જેમ શ્રદ્ધા (Wrong Belief) ધરાવનારા પર ભારે થાય, આધીન કરો (Supress), મૃત્યુ પામનારાઓની દેવી આયુષ્ય બાળે છે. (અર્થાત્ લોકોનો આવાગમન પર વિશ્વાસ પ્રાચીન કાળથી છે, પરંતુ આ ખોટું છે. તેને રોકો અને ઝડપ કરો, જીવનનો સમય સમાપ્ત થતો જઈ રહ્યો છે.) (માસિક પત્રિકા 'કાન્તિ', ૮-૭-૧૯૬૯, ઋગ્વેદ, ૧:૯૨:૧૦)

(૨) તેઓ કયામતને ભૂલાવીને અને જ્ઞાન અને બુદ્ધિને તુચ્છતાથી ઠુકરાવીને (Neglect as useless thing) અમારી નિર્ધારિત સીમાનું ઉલ્લંઘન કરી રહ્યા છે. (ઋગ્વેદ, ૧-૪-૩) (અર્થાત્ કયામતને અને મૃત્યુ પશ્ચાત જીવનને ખોટું કહેવું ઈશ્વરના કાનૂનને તોડવા બરાબર છે.)

(૩) પોતાના હૃદય માટે મધુર વાણી પ્રાપ્ત કરીને લોકો પોતાના સંદેહને ગણે છે. (અર્થાત્ લોકો ઈશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરીને પોતાના પાપોને ગણે છે અથવા બચવાની કોશિશ કરે છે.) દેવતાઓનો ઇન્કાર કરનારા લોકોને કહો, તમને ફરીથી શાશ્વત જીવન મળવું નિશ્ચિત છે. (ઋગ્વેદ, ૧-૪૪-૬)

તો આ રીતે સાબિત થયું કે વેદોમાં પણ એક ઈશ્વર, સ્વર્ગ, નર્ક અને મૃત્યુ પછી જીવનનું વર્ણન છે.

- હિંદુ ધર્મને માનવાવાળા પણ વેદોને આદિ જ્ઞાન, શ્રુતિ જ્ઞાન અથવા અપૌરુષી કહે છે. અપૌરુષી અર્થાત્ તેને કોઈ પુરુષે લખ્યું નથી. તેથી આપણે વેદોને હિંદુ ધર્મનાં

ઈશ્વર દ્વારા અવતરિત કરેલ ગ્રંથ કહી શકીએ છીએ. પરંતુ વેદોમાં એવા પણ ઘણાં શ્લોકો છે, જે અન્ય ઈશ્વરીય ગ્રંથોમાં નથી અને ન તો તેને આજનો સમાજ સ્વીકારે છે. તેથી એવા શ્લોકોને આપણે ઈશ્વરીય કહી શકતા નથી. ઉદાહરણાર્થ, ઋગ્વેદનો એક શ્લોક છે કે 'એક શુદ્રને સારી સલાહ ન આપવી જોઈએ.' (ઋગ્વેદ, ૧૪:૫૩:૩)

તેથી સામાન્યતઃ આપણે વેદોને હિંદુ ધર્મના ઈશ્વરીય ગ્રંથ કહી શકીએ છીએ, પરંતુ આ ગ્રંથોમાં પણ વિશેષતઃ તે શ્લોકોને જ આપણે ઈશ્વર દ્વારા પ્રગટ કરવામાં આવેલ શ્લોક કહીશું, જેમાં એક ઈશ્વર, સ્વર્ગ-નર્ક, મૃત્યુ પછી જીવન, પ્રલય (કયામત) અને સત્કર્મ કરવાનું વર્ણન છે.

એવા શ્લોકો, જે ઈશ્વરીય નથી લાગતા, તે શ્લોકો વિશે વિદ્વાનોનો મત છે કે જ્યારે સ્મરણ-શક્તિથી વેદોને ગ્રંથના સ્વરૂપે લખવામાં આવી રહ્યા હતા, તો તે વખતે પુરોહિતોના સંભ્રમ (Confusion)ના કારણે વેદોના અસલી શ્લોકની સાથે પુરોહિતોના વ્યક્તિગત વિચારો અને નિયમો પણ સામેલ થઈ ગયા. (Ref. Griffith in his book 'Hymns of Rigved' Vol.-1)

વેદ જ્ઞાનનો એક સાગર છે. તેમાં એવા ઉપદેશો છે, જેને સમજવા અને અમલ કરવાથી જીવન બદલાઈ શકે છે. આવો, આ મહાન સાગરમાંથી કેટલાંક મોતી આપણે પણ ચૂંટી લઈએ :

૧. **(उदार चरितानान्तु वसुधैव कुटुम्बकम)** આ મારું છે, આ તારું છે, આવો વિચાર તુચ્છ (નીચ) લોકો રાખે છે, 'આ દુનિયા મારો પરિવાર છે' આવો વિચાર કેવળ ઉચ્ચ વિચારોથી પ્રેરિત લોકો જ કરે છે.

૨. સન્માર્ગ તદ્દન સરળ છે. (ઋગ્વેદ, ૧૩/૩/૮)

૩. પ્રત્યેક શ્વાસ જુગારીને શ્રાપ આપે છે. તેની પત્ની તેનો ત્યાગ કરે છે, અને કોઈપણ જુગારીને પૈસા નથી આપતો. (ઋગ્વેદ, ૧૦/૩૪/૩)

૪. હે જુગાર રમનારાઓ ! ખેતી કરો અને જુગાર રમવાનું બંધ કરો અને ખેતીથી જે પણ તમે કમાશો તેના પર સંતુષ્ટ રહો. (ઋગ્વેદ, ૧૦/૩૪/૧૩)

૫. દારૂ પીવાવાળા શરાબીઓ સ્વયં પોતાના પર કાબૂ ખોઈ બેસે છે. તેઓ એવા કાર્યો કરે છે જેનાથી હે ઈશ્વર ! આપને ક્રોધ આવે છે, તેથી આપ પણ લોકોની સહાયતા નથી કરતા. (ઋગ્વેદ, ૦૮/૨૧/૧૪)

૬. હે ઈશ્વર ! જે લોકો વધુ વ્યાજ પ્રાપ્ત કરવાના હેતુથી અન્યોને કરજ આપે છે, તે કરજ આપનારાઓની તમામ સંપત્તિ આપ જપ્ત કરી લો છો. (ઋગ્વેદ, ૩/૫૩/૧૪)

૭. (હે મનુષ્યો!) તમે પોતાનાથી મોટાઓનો આદર કરો અને પોતાના મનમાં સારા વિચારો ઉત્પન્ન કરો. પરસ્પર મતભેદ ન કરો, મિત્રતા કરો અને એક સાથે રહો. સત્કર્મો કરતાં મારા પાસે આવો, હું તમને વિવેક અને ઉત્તમ વિચાર પ્રદાન કરીશ. (ઋગ્વેદ, ૧૦/૧૯૧/૩)

૮. ઈશ્વરે તમને સ્ત્રી બનાવેલ છે, તેથી ધ્યાનમાં રહે કે તમારી નજર હંમેશા નીચી રહે. પગ નજીક-નજીક રાખો અને એવા કપડાં પહેરો જેનાથી કોઈ તમારું શરીર જોઈ ન શકે. (ઋગ્વેદ, ૮/૩૩/૧૯)

૯. પુત્રને પોતાના પિતાના સહયોગી હોવું જોઈએ અને માતાના આજ્ઞાંકિત હોવું જોઈએ. (અથર્વવેદ, ૩/૩૦/૨)

૧૦. દાન કરનાર દાની લોકો અમર થઈ જાય છે. તેમને ન કોઈ વસ્તુનો ડર હોય છે, ન દુઃખ. દાન કરવાથી આ દાની લોકો દુનિયામાં સફળ થાય છે અને મૃત્યુ પશ્ચાત સ્વર્ગ પ્રાપ્ત કરે છે. (અથર્વવેદ, ૧૦/૧૯૭/૮)

૧૧. હે મિત્રો ! એક ઈશ્વર સિવાય અન્ય કોઈની પણ ભક્તિ ન કરો, તો તમારી ઉપદ્રવ (હિંસા)થી રક્ષા થશે. (ઋગ્વેદ, ૮/૧/૧)

૧૨. જેઓ મહેનતથી કમાયલ ભોજન એકલાં જ ખાય છે (બીજાઓને દાન નથી કરતા) ત્યારે તે ખોટા માર્ગથી કમાયેલ ભોજન ખાવા સમાન જ છે. (ઋગ્વેદ, ૧૦/૧૧૭/૬)

૧૩. હે ઈશ્વર ! તમે સત્કર્મ કરનારાઓને ઉત્તમ ઉપહાર આપો છો અને આ જ તમારી વિશેષતા છે. (ઋગ્વેદ, ૧/૧/૬)

૧૪. હે ઈશ્વર ! આ સંસાર તમારી મહાનતાને કારણે થર-થર કાંપે છે. દુષ્કર્મી મનુષ્યો તારા જ પ્રકોપના કારણે સજા પ્રાપ્ત કરે છે. સદાચારી મનુષ્યોની તમારા આશીર્વાદથી પ્રશંસા થાય છે. (અથર્વવેદ, ૧/૮૦/૧૧)

૧૫. ઋગ્વેદ કહે છે, 'હે આસ્થા રાખનારાઓ! ઈશ્વર સિવાય કોઈની ભક્તિ ન કરો.' (ઋગ્વેદ, ૮/૧/૧)

૧૬. અથર્વવેદ કહે છે, 'ઈશ્વર એક જ છે.' (અથર્વવેદ, ૧૦/૯/૨૯)

૧૭. ''તમામ માનવ-પ્રાણીઓ મનુના સંતાનો છે. (ઋગ્વેદ, ૧/૪૫/૧૧)

૧૮. ''મનુષ્યને સન્માર્ગ પર નમ્રતાપૂર્વક ચાલવું જોઈએ.'' (ઋગ્વેદ, ૧૦/૩૧/૨)

૧૯. પરિશ્રમ વિના દેવતાઓને પણ ઈશ્વરનાં આશીર્વાદ નથી મળતા. (ઋગ્વેદ,૪/૩૩/૧૧)

૨૦. ઈશ્વર માનવજાતને સુમધુર વિચાર, સહનશક્તિ અને દ્વેષરહિત ભાવનાથી પુરસ્કૃત કરશે. ગાય જેવી રીતે પોતાનાં વાછરડાંથી પ્રેમ કરે છે, તે રીતે જ એકબીજાથી પ્રેમ કરવાનો ઈશ્વર આદેશ આપે છે. (અથર્વવેદ, ૩/૩૦/૧)

૨૧. પત્નીએ હંમેશા પતિ સાથે મધુર વાણીથી વાત કરવી જોઈએ. (અથર્વવેદ, ૩/૩૦/૨)

આ પુસ્તકમાં આપણે પવિત્ર વેદોના ૮૦ એવા શ્લોકોનો અભ્યાસ કરીશું, જે તદ્દન કુર્આનના શ્લોકો (આયતો) જેવા કે તેના સમાન છે.

•

# હિંદુ ધર્મના પયગંબર કોણ ?

### હઝરત આદમ (અલૈ.) વિશે :

ભવિષ્ય-પુરાણમાં કહેવામાં આવ્યું છે કે આદમ અને હવ્વાનું વિષ્ણુએ ભીની કે ભીંજાયેલી માટીથી સર્જન કર્યું. પદ્મનગર (સ્વર્ગ)ની પૂર્વ દિશામાં, ઈશ્વરે બનાવેલ ચાર કોસનું ખૂબ મોટું જંગલ હતું. (કોસ કિલોમીટરથી વધારે હોય છે.) પાપના વૃક્ષના નીચે જઈને પત્નીને જોવાની આતુરતાને લઈને આદમ હવ્વાવત્તીની પાસે ગયા. ત્યાં જ સાપના રૂપમાં કાળી (શેતાન કે રાક્ષસ) પ્રગટ થયો. તે ચાલાક શત્રુ દ્વારા આદમ અને હવ્વાવત્તીને છેતરી લેવામાં આવ્યા અને તેમણે વિષ્ણુની આજ્ઞાને તોડી નાખી અને પૃથ્વીનો માર્ગ દેખાડનાર તે ફળ આદમે ખાઈ લીધું. (ધરતી પર) શૈતૂરના પાંદડાઓથી હવ્વાવત્તીનું ભોજન પ્રાપ્ત કરવામાં આવ્યું. તે બંનેથી અનેક સંતાનો થયા. આદમ ૯૩૦ વર્ષ જીવ્યા. (ભવિષ્ય-પુરાણ)

આ જ વાત કુર્આને પણ લખી છે અને બાઈબલમાં પણ છે. તેથી આપણે એમ કહી શકીએ છીએ કે હઝરત આદમ હિંદુ ધર્મના પણ પયગંબર છે.

### હઝરત નૂહ (મનુ) :

માર્કણ્ડેય પુરાણ, ભવિષ્ય પુરાણ, મત્સ્ય પુરાણમાં છે કે મનુના કાળ (યુગ)માં એક મહાકાય પૂર (Flood) આવ્યું હતું. કેવળ મનુ અને એક ઈશ્વરને માનવાવાળા લોકોને છોડીને બધા મનુષ્યો આ પૂરમાં ડૂબીને મરી ગયા હતા.

નૂહે (મનુએ) પોતાના હાથે એક નાવ બનાવી હતી અને તેમાં તે પોતે સવાર થયા અને એક ઈશ્વરને માનવાવાળાઓને સવાર કરી લીધા અને દરેક જાતના પ્રાણીઓના બે-બે જોડાંને સવાર કર્યા. આ જ લોકો જીવતા રહ્યા અને શેષ આખી દુનિયા આ પૂરમાં ડૂબી ગઈ.

આ જ વાત કુર્આને પણ લખી છે. (પવિત્ર કુર્આન, ૧૧-૨૫-૪૮)

આ જ વાત બાઈબલમાં પણ લખેલ છે.

(જેનિસિસ, ૬-૮)

તેથી આપણે કહી શકીએ છીએ કે કુર્આનમાં જેને પયગંબર નૂહ (Prophet Noah) કહેવામાં આવેલ છે અને ભવિષ્ય-પુરાણમાં જેને નૂહ કહેલ છે, તે એક જ વ્યક્તિ છે અને તેમને જ હિંદુ ધર્મના અન્ય ગ્રંથોમાં 'મનુ' ના નામથી ઓળખવામાં આવે છે. 'મનુ' શબ્દ બે શબ્દોથી બનેલ છે. આ બે શબ્દો છે, 'મહા' અને 'નૂહ'. તેને જ સંક્ષિપ્ત રૂપમાં 'મનુ' કહે છે.

A.J.A. Dubois એ પોતાના પુસ્તક Hindu Manners, Customs & Ceremonies માં કહ્યું છે કે જેવી રીતે મુસલમાનો હઝરત મુહમ્મદ (સલ્લ.)ના અનુયાયીઓ છે અને જેવી રીતે ખ્રિસ્તીઓ હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓ છે, એ જ રીતે હિંદુ ધર્મને માનનારાઓ હઝરત નૂહ અથવા મનુના અનુયાયીઓ છે.

પોતાની વાતને સાબિત કરવા માટે તેઓ કહે છે કે પ્રત્યેક ધર્મના લોકો જે પયગંબરને માને છે, તેઓ તેમના જ બનાવેલા નિયમોને પણ માને છે. ખ્રિસ્તીઓ બાઈબલને માને છે, મુસલમાનો કુર્આન અને હદીસ-શરીફને માને છે (હદીસમાં હઝરત મુહમ્મદ સલ્લ.ના

આદેશો અને તેમનાં જીવન-ચરિત્રનું વર્ણન કરવામાં આવેલ છે); એ જ રીતે હિંદુ ધર્મમાં મનુ-સ્મૃતિ જ ધર્મશાસ્ત્રનો ગ્રંથ છે અને તે મનુ દ્વારા લખવામાં આવેલ છે.

બીજો પુરાવો એ છે કે પ્રત્યેક ધર્મના અનુયાયીઓ જે પયગંબરને માને છે, તેઓ મહત્ત્વપૂર્ણ ઘટનાઓને તે પયગંબરોના કાળથી ગણે છે. જેમ કે ખ્રિસ્તીઓ પોતાનું વર્ષ હઝરત ઈસા (અલૈ.)ના જન્મ-દિવસથી ગણે છે. મુસલમાનો પોતાનું વર્ષ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મક્કાથી મદીના શહેરમાં હિજરત (Migration)ના સમયથી ગણે છે. એ જ રીતે હિંદુ ધર્મમાં મનુના કાળમાં આવેલ ઘોડાપૂરનું ખૂબ જ મહત્ત્વ છે. તેઓ પોતાની મહત્ત્વપૂર્ણ ઘટનાઓને આ જ પૂર પછીથી ગણે છે. ઉદાહરણાર્થ, તેઓ કહે છે કે 'કળિયુગ'નો આરંભ આ જ પૂરના સમાપ્ત થઈ ગયા પછી શરૂ થયો.

## હઝરત ઇબ્રાહીમ (અલૈ.) :

● 'પુરુષમેધા' અને 'બકરી ઈદ' આ પ્રકરણમાં આપણે જોઈશું કે હઝરત ઇબ્રાહીમ (અલૈ.), હઝરત ઇસ્માઈલ (અલૈ.) અને હઝરત ઇસ્હાક (અલૈ.) વિશે અથર્વવેદમાં શું લખેલ છે. તેથી આ ત્રણેયને પણ હિંદુ ધર્મના માનનારાઓ પોતાનાં પયગંબરો કહી શકે છે.

તો આ મહાન ભારત દેશના મહાન લોકો પણ જગતના અન્ય લોકોથી ભિન્ન નથી, અન્ય ધર્મોની જેમ આ ધર્મમાં પણ પયગંબરો (ઈશદૂતો) છે અને તેમનાં પણ ધાર્મિક ઈશ્વરીય ગ્રંથો છે. પરંતુ એ પણ સત્ય છે કે આ લોકો તેમને પોતે પણ નથી ઓળખતા અને માત્ર પૌરાણિક કથાઓમાં મગ્ન છે.

●

Hindu Manners, Customs & Ceremonies
Written by : Abbe. J.A. Dubois
Publisher : Low Price Publications
B-2, Wardhman Palace,
Nimri Commercial Centre, Ashok Vihar,
Phase-IV, Delhi-110052

# પુરુષ મેધા અથવા બકરી ઈદ

એક ઈશ્વરને લોકો અનેક નામોથી યાદ કરે છે; જેમ કે અલ્લાહ, માલિક, રહીમ, રહમાન, વગેરે. વાસ્તવમાં ઈશ્વરના કુલ ૯૯ નામો છે. તેમાંથી કેટલાક નામો તેના વિશેષ રૂપે છે; જેમ કે ખાલિક અર્થાત્ સર્જનહાર (ઈશ્વર). કેમ કે ઈશ્વર સિવાય અન્ય કોઈ બીજો સર્જનહાર નથી. માલિક કેમ કે ઈશ્વર સિવાય આ જગતનો અન્ય કોઈ માલિક, પ્રભુ કે સ્વામી નથી.

પરંતુ ઈશ્વરના કેટલાક નામો એવાં પણ છે, જે તેની વિશેષતા અનુસાર છે; જેમ કે 'રહીમ' અર્થાત્ પરમ્ દયાળુ, 'ગફૂર' અર્થાત્ પરમ્ ક્ષમાશીલ.

ક્યારેક ઈશ્વર પોતાના તે નામોથી, જે તેના ગુણો અનુસાર છે, પયગંબર કે ઈશદૂતોને પણ યાદ કરે છે, જેમનામાં તે ગુણો છે; જેમ કે પવિત્ર કુર્આનમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ને 'રહીમ' અને 'ગફૂર'ના નામથી યાદ કરવામાં આવેલ છે. (પવિત્ર કુર્આન, ૧૦:૧૨૮) કેમ કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ખૂબ જ દયાળુ અને ક્ષમાશીલ હતા.

એ જ પ્રમાણે હિંદુ ધાર્મિક ગ્રંથોમાં ઈશ્વરે ઘણાં પયગંબરોને પોતાના જ નામથી યાદ કર્યા છે; ઉદાહરણાર્થ, હરિવંશ પુરાણમાં ઉલ્લેખ છે કે બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા. એક ભાગ પુરુષનો અને બીજો ભાગ સ્ત્રીનો બની ગયો.

આ જ વાત પવિત્ર કુર્આનમાં અને બાઈબલમાં પણ છે કે હઝરત આદમ (અલૈ.)ના શરીરની ડાબી બાજુ (Left Side) થી હઝરત હવ્વાનું સર્જન કરવામાં આવ્યું. તો હરિવંશ પુરાણમાં જેને બ્રહ્મા કહેવામાં આવેલ છે, તે વાસ્તવમાં ઈશ્વર સ્વયં નહીં, પરંતુ હઝરત આદમ (અલૈ.) છે.

એ જ પ્રમાણે અથર્વવેદમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બ્રહ્મા કહેવામાં આવેલ છે અને વર્ણન કરવામાં આવ્યું છે કે બ્રહ્મા (અલૈ.)એ પોતાના પુત્ર અથર્વાની બલિ (કુરબાની) આપી. આ જ વાત પવિત્ર કુર્આનમાં છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની કુરબાની આપી હતી (પવિત્ર કુર્આન, ૩૭:૧૦૫) અને એ જ પ્રમાણે બાઈબલમાં પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) દ્વારા કરવામાં આવેલ કુરબાનીનું વર્ણન છે. (Genesis-22) તો અથર્વવેદમાં જેને બ્રહ્મા કહેવામાં આવેલ છે તે સ્વયં ઈશ્વર નહીં પણ હઝરત ઈબ્રાહીમ છે.

તમને આ વાંચીને ખૂબ આશ્ચર્ય થયું હશે. તેથી અમે આ પ્રસંગ ઉપર થોડોક વધારે પ્રકાશ પાડવાનો પ્રયાસ કરીશું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બધા ધર્મના લોકો હઝરત આદમ અને હઝરત નૂહ પછી ઘણાં પયગંબરોના પિતા માને છે અને તેમનો ખૂબ આદર કરે છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) મૂર્તિઓ બનાવનાર એક શિલ્પકારના પુત્ર હતા. બાળપણથી જ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એક ઈશ્વરને માનતા હતા. એક વાર જ્યારે શહેરના તમામ લોકો શહેરથી બહાર મેળામાં ગયા હતા, તો તે વખતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તમામ દેવી-દેવતાઓની મૂર્તિઓ તોડી નાખી. આ ઘટનાથી ક્રોધિત થઈને રાજાએ તેમને કઠોર સજા આપવાનો નિશ્ચય કર્યો અને એક વિશાળ અગ્નિકુંડમાં ફેંકવાની આજ્ઞા આપી, પરંતુ

ઈશ્વરે પોતાના આ સત્યનિષ્ઠ પયગંબરને આગમાં બળવાથી બચાવી લીધા અને આગ તેમનું કંઈ જ બગાડી શકી નહીં.

તે પછી તેઓ ફલસ્તિન (પેલેસ્ટાઈન)ના એક શહેરમાં જઈને વસી ગયા અને એક ઈશ્વરને માનવા અને તેણે બનાવેલ નીતિ-નિયમો પર ચાલવાનો લોકોને ઉપદેશ આપવા લાગ્યા. ૯૦ વર્ષની વયે ઈશ્વરે તેમને એક પુત્ર પ્રદાન કર્યો, જેનું નામ તેમણે ઇસ્માઈલ રાખ્યું.

જ્યારે હઝરત ઇસ્માઈલ (અલૈ.) ખૂબ નાના હતા, ત્યારે ઈશ્વરના આદેશાનુસાર હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ હઝરત ઇસ્માઈલ (અલૈ.) અને પોતાની પત્ની હઝરત હાજરા (અલૈ.)ને મક્કા શહેરમાં લઈ જઈને છોડી દીધા. જ્યારે હઝરત ઇસ્માઈલ (અલૈ.) થોડાંક મોટા થયા, તો હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ એક સ્વપ્ન જોયું કે તેઓ પોતાની એક પ્રિય વસ્તુની કુરબાની ઈશમાર્ગમાં કરી રહ્યા છે. પયગંબરના સપનાં કદી જૂઠા હોતા નથી. તેથી આપ સમજી ગયા કે તેમણે પોતાની સૌથી પ્રિય વસ્તુની કુરબાની કરવાની જ છે અને તેમની સૌથી પ્રિય વસ્તુ તેમનો પુત્ર હતો.

હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ પોતાના સ્વપ્નની વાત હઝરત ઇસ્માઈલ (અલૈ.)ને કહી સંભળાવી અને તેમનો અભિપ્રાય પૂછ્યો. હઝરત ઇસ્માઈલે પોતાના પિતાને જવાબ આપ્યો, 'જે આજ્ઞા ઈશ્વરે આપને આપી છે, તેને અવશ્ય પૂરી કરો અને આપ મને ધૈર્યવાન લોકોમાં જોશો.' (પવિત્ર કુર્આન, ૩૭:૧૦૨)

જ્યારે ઇબ્રાહીમ (અલૈ.) પોતાના સાથે હઝરત ઇસ્માઈલ (અલૈ.)ને મક્કા શહેરના બહાર મિનાની પહાડી પર લઈને ચાલ્યા, તો શૈતાને ત્રણ વાર તેમને ભટકાવવાની (બહેકાવવાની) કોશિશ કરી, ત્યારે હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ તે શૈતાનને પથ્થર મારીને નસાડી દીધો. મિના પહોંચીને હઝરત ઇસ્માઈલે કહ્યું કે આપ મારા હાથ-પગ બાંધી દો, નહિં તો મારા તરફડવાથી આપને તકલીફ થશે. આપ (અલૈ.)એ સૌપ્રથમ હઝરત ઇસ્માઈલના હાથ-પગ બાંધી દીધા. પછી તેમણે પોતાની આંખો પર પટ્ટી બાંધી દીધી, કેમ કે તેઓ નહોતા ઇચ્છતા કે પુત્ર-મોહથી તેમના હાથ કાંપે. પછી હઝરત ઇસ્માઈલના ગળા ઉપર છરી ફેરવવાની ભરપૂર કોશિશ કરી. પરંતુ ઈશ્વરને હઝરત ઇબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની કેવળ પરીક્ષા લેવી હતી, પ્રાણ નહોતા લેવા. તેથી ઈશ્વરના આદેશથી હઝરત જિબ્રઈલ (અલૈ.)એ સ્વર્ગમાંથી એક ઘેટું લાવીને હઝરત ઇસ્માઈલની જગ્યા પર સૂવડાવી દીધું અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)ના બદલે ઘેટાની કુરબાની થઈ ગઈ.

આ સમગ્ર ઘટનાક્રમને અથર્વવેદમાં પુરુષ-મેધાના નામથી યાદ કરવામાં આવે છે. આ નાના પુસ્તકમાં અમે બધા શ્લોકો નથી લખી શકતા, માત્ર તેનો એક શ્લોક અમે અહીં નોંધીએ છીએ. આ ઘટનામાં હઝરત ઇસ્માઈલ અલૈ. (અથર્વા)એ હઝરત ઇબ્રાહીમ અલૈ. (બ્રહ્મા)ની જે વાત માની લીધી હતી, તે શ્લોક આ પ્રમાણે છે :

**मूर्धानमस्य संसीव्याथर्वा हृदयं च यत्।**
**मस्तिश्कादूर्ध्व पैरयत् पवमानोधि शीर्शतः॥**

અર્થાત્ ''અથર્વાએ પોતાના પિતાની વાત દિલોજાનથી માની લીધી અને પવિત્રતા તેમના ચહેરા પર ઝલકી રહી છે.''

(અથર્વવેદ, ૧૦:૨:૨૬)

તો અથર્વવેદમાં જેને બ્રહ્માના નામથી યાદ કરવામાં આવેલ છે, તે હઝરત ઇબ્રાહીમ (અલૈ.) છે. અથર્વાના નામથી જેને યાદ કરવામાં આવેલ છે, તે હઝરત ઈસ્માઈલ (અલૈ.) છે. અંગિરાના નામથી જેને યાદ કરવામાં આવેલ છે, તે હઝરત ઈસ્હાક (અલૈ.) છે. તેથી જેવી રીતે આ ત્રણેય પયગંબરો ખ્રિસ્તી, યહૂદી અને મુસલમાનોના પયગંબરો છે, તે રીતે આ ત્રણેય પયગંબરો હિંદુ ધર્મના પણ પયગંબરો થયા. 'પુરુષ મેધા' અર્થાત્ મનુષ્યની કુરબાની. તેને જ આજે મુસ્લિમ સમાજ બકરી ઈદના નામથી મનાવે છે.

જે સ્થળે આ ઘટના બની હતી, તે સ્થળ મિના (મક્કા શહેરની પાસે) છે, જ્યાં હાજીઓ હજ્જ-યાત્રા માટે જાય છે અને ત્યાં ત્રણ દિવસ રોકાણ કરે છે. જે જગ્યાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ શૈતાનને પથ્થર માર્યો હતો, તે જ જગ્યાએ હાજીઓ આજે પણ કાંકરો (નાના પથ્થર) મારે છે.

(વધુ માહિતી માટે A.H.Vidyarthi ના પુસ્તક Muhammad in Hindu Scripture (Adam Publications) નું અધ્યયન કરો.)



**હજ્જ-યાત્રીઓ વિશેષ સ્તંભોને પથ્થર મારી રહ્યા છે. (આ જગ્યાએ શૈતાને હઝરત ઈબ્રાહીમ અલૈ.ને પથભ્રષ્ટ કરવાની કોશિશ કરી હતી.)**




**મિના, જેનું વર્ણન અથર્વવેદમાં છે અને આ જ જગ્યાએ ઈબ્રાહીમ અલૈ.એ ઈસ્માઈલ અલૈ. અથવા અથર્વાની કુરબાની આપવાનો પ્રયાસ કર્યો હતો.**

આ જગ્યાએ હજ્જ-યાત્રીઓ ત્રણ દિવસ તંબુ બાંધીને રહીને પ્રાર્થનાઓ કરે છે.

•

# મક્કા કે મક્તેશ્વર

સનાતન ધર્મ (હિંદુ ધર્મ)નાં ધાર્મિક પુસ્તકોમાં મક્કા શહેર અને કાબા શરીફને ઘણાં નામોથી યાદ કરવામાં આવેલ છે. તેમાંથી કેટલાંક આ પ્રમાણે છે :

૧. **इलास्पदः**

**एल, एलिया, इला, इलाया, अल्लाह** વગેરે આ બધાં નામો જુદા-જુદા ધર્મોમાં બોલવામાં આવે છે. '**पद**' એટલે જગ્યા (Place). '**इलास्पद**' એટલે ઈશ્વરની જગ્યા.

૨. **इलायास्पदः**

આનો અર્થ પણ ઈશ્વરનું સ્થાન છે. પંડિત શ્રીરામ શર્મા આચાર્યએ વેદોના પોતાના હિંદી અનુવાદમાં આનો અનુવાદ 'પૃથ્વીનું પવિત્ર સ્થાન' કરેલ છે.

૩. **नाभाप्रथिव्याः**

**नाभि** નો અર્થ છે નાભિ, નારખું (Nave/ Centre) અને **प्रथिव्या** એટલે ધરતી. **नाभा प्रथिवया** એટલે ધરતીની નાભિ અથવા ધરતીનું કેન્દ્ર અથવા Centre of the Earth.

- **इलायास्पद पढेवयं नाभा प्रथिव्या अधि ॥**

(ઋગ્વેદ, ૩-૨૯-૪)

આનો અર્થ છે કે ધરતીનું પવિત્ર સ્થળ એટલે ઈશ્વરનું ઘર, પૃથ્વીના મધ્યે, કેન્દ્રમાં છે.

૪. **नाभिकमलः**

પરમ્ પુરાણમાં કહેવામાં આવ્યું છે કે **नाभि कमल** એ તીર્થ-સ્થાન છે, જ્યાંથી સૃષ્ટિનું નિર્માણ થયું.

હરી વંશ પુરાણ (પંડિત શ્રીરામ શર્મા આચાર્ય દ્વારા અનુવાદિત, પૃ. ૪૯૯-૫૦૧, ભા-૨) માં પણ આ જ વાત કહેવામાં આવી છે અને આ જ વાત હદીસ શરીફમાં પણ કહેવામાં આવી છે.

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) કહે છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું કે આકાશ અને પૃથ્વીના નિર્માણના કાળમાં પાણીના સ્તરથી સૌપ્રથમ કાબાનું સ્થાન પ્રગટ થયું, પછી ધરતી તેના નીચેથી ચારે તરફ ફેલાતી ગઈ. (મઅ્રિફતે કાબા, પૃ.૫)

૫. **आदि पुष्कर तीर्थः**

પરમ્ પુરાણમાં છે કે ધરતીનું સૌથી પ્રાચીન, સૌથી પવિત્ર અને સૌથી લાભદાયક તીર્થ સ્થાન 'આદિ પુષ્કર તીર્થ' છે. પદ્મ પુરાણમાં આ પવિત્ર સ્થાનની યાત્રાનું મહત્ત્વ આ શબ્દોમાં દર્શાવવામાં આવ્યું છેઃ

- જે હૃદયપૂર્વક આદિ પુષ્કર તીર્થની યાત્રાએ જઈને સેવાની ઇચ્છા રાખે છે, તેના બધા પાપ ધોવાઈ જાય છે.
- જે આદિ પુષ્કર તીર્થની યાત્રા કરે છે, તે અનંત પુણ્ય (Too much Eternal Blessings)નો અધિકારી હોય છે.
- બધા તીર્થોમાં આદિ પુષ્કર જ પ્રાચીન તીર્થ સ્થાન છે. આદિ પુષ્કર તીર્થ જઈને સ્નાન કરવાથી મુક્તિ મળે છે.

(ઝમ-ઝમનો કૂવો કાબા શરીફથી ૫૦ ફૂટ દૂરના અંતરે છે અને દરરોજ લાખો લીટર પાણી સાઉદી સરકાર તેનાથી કાઢે છે, જેને હાજીઓ પીવે છે અને વતન પરત ફરતી વખતે પોતાના સાથે લઈ જાય છે.)

૬. **दारूकाबनः**

ઋગ્વેદમાં લખ્યું છે કે, 'હે ઈશ્વરની પ્રાર્થના

કરનારાઓ ! દૂર દેશમાં સમુદ્ર-તટના સમીપ, જે '**दारूकाबनः**' છે, તે મનુષ્યએ બનાવેલ નથી. તેમાં ઈશ્વરની પ્રાર્થના કરીને તેની કૃપાથી સ્વર્ગમાં દાખલ થઈ જાઓ.' (ઋગ્વેદ, ૧૦-૧૫૫-૩)

(પવિત્ર કાબાને પહેલી વાર ફરિશ્તાઓએ બનાવેલ હતું. મક્કા શહેર ભારત દેશથી દૂર અને સમુદ્ર-તટની પાસે છે.)

૭. **मक्तेश्वरः**

Sir M. Monier Willium ની સંસ્કૃત-અંગ્રેજી ડિક્શનરીમાં આનો અર્થ છે The City of Makkah/Yagya અર્થાત્ મક્કા શહેર અને કુરબાનીનું સ્થળ.

મક્કામાં ઈશ્વરનું ઘર તો છે જ, આ જગાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની કુરબાની પણ આપી હતી, જેને અથર્વવેદમાં 'પુરુષ મેધા'ના નામથી દર્શાવવામાં આવેલ છે અને દર વર્ષે હજ્જના દિવસે લાખો પશુઓની કુરબાની પણ આપવામાં આવે છે.

- અત્યાર સુધી આપણે જુદા-જુદા ગ્રંથોમાં મક્કા શહેર અને પવિત્ર કાબાને કયા નામોથી યાદ કરવામાં આવેલ છે, તેનું અધ્યયન કર્યું. હવે અથર્વવેદમાં કાબા શરીફ વિશે શું લખવામાં આવ્યું છે તેનું અધ્યયન કરીશું.

અથર્વવેદમાં કાબા શરીફની પ્રશંસા અને વર્ણન આ પ્રમાણે છે :

- **ऊर्ध्वो नु सृष्टा ३ स्तिर्यंङः नु सृष्टा ३ः सर्वादिशः पुरूष आ वभूवाँ ३।**
  **पूरं यो ब्रह्मणों वेद यस्याः पुरूष उच्यते ॥**
  (ઋગ્વેદ, ૧૦:૨:૨૮)

અર્થાત્ ''ચાહે તેની દીવાલો ઊંચી અને સીધી હોય (કે ન હોય), પરંતુ ઈશ્વર તેની દરેક દિશામાં દષ્ટિગોચર થાય છે. જેઓ ઈશ્વરની પ્રાર્થના કરે છે, તેઓ આ જાણે છે.''

કાબા શરીફ ઘનાકાર (Cubical) દેખાય છે. પરંતુ તે સંપૂર્ણ ઘનાકાર (Perfect Cubical) નથી. તેની દરેક દીવાલનું માપ જૂદું છે. પણ અહીં ઈશ્વરની એવી કૃપા છે કે જે તેને જુએ છે, તે બસ જોતો જ રહી જાય છે, અને તેને જોવામાં તેને આનંદ મળે છે અને લોકોને તેના ચારે તરફ પરિક્રમા કરવાનું મન થાય છે અને તેમાં પણ તેમને આનંદની અનુભૂતિ થાય છે.

- **यो वै तां ब्रह्मणों वेदामृतेनावृतां पुरम।**
  **तस्मै ब्रह्म च ब्राह्माश्च चक्षुः प्रारा प्रजां ददुः॥**
  (ઋગ્વેદ, ૧૦:૨:૨૯)

અર્થાત્ ''જે આ ઘરને ઓળખે છે, (અને તેના પાસે પ્રાર્થના કરે છે) તેના પર ઈશ્વરની કૃપા થાય છે, અને હઝરત ઈબ્રાહીમ અલૈ. (બ્રહ્મા)ની દુઆ તેના સાથે રહે છે. તેને ઈશ્વર જ્ઞાન, ખુશહાલી અને ઘણાં સંતાનો પ્રદાન કરે છે.''

- **अष्टाचक्रा नवद्वारा देवानां पूरयोध्या।**
  **तस्यां हिररायः कोशः स्वर्गो ज्योतिषवृतः॥**
  (ઋગ્વેદ, ૧૦:૨:૩૧)

અર્થાત્ ''દેવદૂતોના રહેવાની આ જગાની ચારે તરફ આઠ વર્તુળ છે અને નવ દરવાજા છે, તેને કોઈ જીતી શકતું નથી. તેનામાં શાશ્વત જીવન છે અને દિવ્ય જ્યોતિ તેનાથી દરેક બાજુ ફેલાતી રહે છે.''

કાબા શરીફની ચારે તરફ આઠ પહાડ છે. તેનાં નામ આ પ્રમાણે છે :

(૧) જબલે ખલીજ, (૨) જબલે કીકાન, (૩) જબલે હિંદી, (૪) જબલે લાલા, (૫) જબલે કાદા, (૬) જબલે અબૂ-હદીદા, (૭) જબલે અબી-કાબિસ, (૮) જબલે ઉમર.

કાબા શરીફની ચારે તરફ જે ઇમારત છે, તેમાં નવ દરવાજા છે. તેનાં નામ આ પ્રમાણે છે :

(૧) બાબે ઇબ્રાહીમ, (૨) બાબેઅલ-વિદા, (૩) બાબે સફા, (૪) બાબે અલી, (૫) બાબે અબ્બાસ, (૬) બાબે નબી, (૭) બાબે સલામ, (૮) બાબે ઝિયાદ, અને (૯) બાબે હરમ.

કાબા શરીફને જીતી શકાતું નથી. એક વાર ઇ.સ. ૫૩૦ માં યમનના રાજા અબ્રહાએ હાથીઓનું લશ્કર લઈને મક્કા પર ચઢાઈ કરી હતી, જેથી તે કાબા શરીફને ધ્વસ્ત કરી દે. જયારે તે મક્કા શહેરના નજીક પહોંચ્યો તો અબાબીલ નામની ખૂબ જ નાની-નાની ચકલીઓ પોતાની ચોંચમાં કાંકરીઓ લઈ જઈને તે સૈનિકો પર ફેંકવા લાગી અને કાંકરીઓ વાગતાં જ સૈનિકો પોતાના હાથીઓ સહિત ભૂસાની જેમ સડી-ગળી ગયા. આમ, આખી સેનાનો નાશ થઈ ગયો. આનું પૂરું વર્ણન તમે કુર્આન શરીફની સૂરઃ ફીલમાં વાંચી શકો છો. તેથી આ શહેરને જીતવું અસંભવ છે.

- **तस्मिन हिररायये कोशे त्र यरे त्रिप्रतिष्ठते।**
  **तस्मिन यद यक्षमात्मन्वत तद वै ब्रह्मविदो विदुः॥**
  (ઋગ્વેદ, ૧૦:૨:૩૨)

અર્થાત્ ''પ્રાર્થનાને લાયક તે ઈશ્વરના ઘરમાં ત્રણ સ્તંભો (Column) અને ત્રણ મોભ (Beams) છે, અને આ ઘર શાશ્વત જીવનનું કેન્દ્ર છે. ઈશ્વરની પ્રાર્થના કરવાવાળાં આ વાતને જાણે છે.''




ઉપરનું ચિત્ર કાબા શરીફના અંદરના ભાગનું છે. એમાં તમે ત્રણ સ્તંભ અને ત્રણ મોભ જોઈ શકો છો. (ઇન્ટરનેટ પર પણ આ ચિત્ર શોધી અને જોઈ શકાય છે.)




(www.youtube.com માં કાબા શરીફના અંદરનું દૃશ્ય, એમાં ત્રણ સ્તંભ સ્પષ્ટ નજરે પડે છે.)

- **प्रभ्राजमानां हरिरीं यशसा संपरीवृताम।**
  **पुरं हिररायर्यी ब्रह्मा विवेशापराजिताम॥**
  (અથર્વવેદ, ૧૦:૨:૩૩)

અર્થાત્ ''બ્રહ્મા (હઝરત ઇબ્રાહીમ અલૈ.) આ જગ્યાએ રહ્યા. અહીં ઈશ્વરની દિવ્ય જ્યોતિ (નૂર) વરસે છે. અહીંની પ્રાર્થના લોકોને અમર બનાવી દે છે.''

## મક્કા શહેર અથવા કાબા શરીફ ધરતીનું કેન્દ્ર (Nave of the Earth)

- **इलायास्तवा वयं नाभा प्राथंव्या आधि ।**

(ઋગ્વેદ, ૩:૨૬:૪)

ઋગ્વેદમાં કહેવામાં આવ્યું છે કે ઈશ્વરનું ઘર ધરતીના નાભિ (કેન્દ્ર) પર છે. તેથી આપણે હવે એ વાતને જોઈએ કે ધરતીનું કેન્દ્ર ક્યાં છે અને હાલ તે કેન્દ્ર પર શું છે ?

Equater 0 degree Latitude (ભુમધ્ય રેખાથી 0 ડિગ્રી અક્ષાંસ) છે, એટલે કે Horizontal Plane અથવા Direction માં તે પૃથ્વીના મધ્યમાં છે. પરંતુ પૃથ્વીની તે જગ્યા જ્યાં મનુષ્ય વસે છે તે Equater (ભુમધ્ય રેખા કે વિષુવવૃત્ત) થી 80 degree Latitude ઉત્તર અને 40 degree દક્ષિણની વચ્ચે છે. અર્થાત્ Equater (ભુમધ્ય રેખા) પૃથ્વીના મધ્યથી તો પસાર થાય છે, પરંતુ પૃથ્વીની તે જગ્યા જ્યાં માનવો વસે છે, તે મધ્યથી પસાર થતી નથી. જો આપણે જ્યાં મનુષ્યો વસવાટ કરે છે તે પૃથ્વીના મધ્યમાંથી પસાર થવું છે તો આપણે અંદાજે 20 Latitude ઉત્તર તરફ ખસવું પડશે.

તે જ 0 Longtitude (રેખાંશ) ગ્રીન-વીચ (ઇંગ્લેન્ડનું એક શહેર) માંથી પસાર થાય છે. પરંતુ અહીં પણ માનવોથી વસેલ પૃથ્વીના Vertical direction માં મધ્યથી પસાર થતી નથી. જો આપણે Vertical direction માં જ્યાં માણસો વસે છે તે પૃથ્વીના મધ્યથી પસાર થવું છે તો અંદાજે 40 degree પૂર્વની તરફ ખસવું પડશે.

અર્થાત્ તે પૃથ્વી જેના પર માનવો વસે છે, તેનું કેન્દ્ર અંદાજે 20 degree અને 40 degree પર છે. હવે આપણે જો ધરતીના નક્શામાં તે જગ્યા પર કયું શહેર વસ્યું છે, તેની શોધ કરીએ તો તે જગ્યાએ આપણને મક્કા શહેર મળે છે.

મક્કા શહેર 21 degree Latitude અને 39 degree Longitude પર છે.

ઋગ્વેદમાં છે કે ધરતીના કેન્દ્ર પર ઈશ્વરનું ઘર છે, તો મક્કા શહેર જ ધરતીના કેન્દ્ર પર છે, અને કાબા શરીફ જ ઈશ્વરનું ઘર છે.

ઋગ્વેદમાં એ પણ લખ્યું છે કે,

''હે લોકો જેઓ ઈશ્વરની પ્રાર્થના કરો છો ! દૂરના દેશોમાં સમુદ્ર કિનારે **दारूकाबनः** છે, જેનું નિર્માણ કોઈ મનુષ્યએ નથી કર્યું. ત્યાં પ્રાર્થના કરીને ઈશ્વરના આશિર્વાદથી સ્વર્ગમાં દાખલ થઈ જાઓ.

(ઋગ્વેદ, ૧૦:૧૫૫:૩)

તો જો આપણે સ્વર્ગમાં જવા ઇચ્છીએ છીએ, તો ઈશ્વરના આ શહેર અને ઘર જઈને અવશ્ય પ્રાર્થના કરવી જોઈએ.




મક્કા (ધરતીનું કેન્દ્ર)

### એક ખોટી માન્યતા :

શું મુસલમાનો કાબા શરીફની પૂજા કરે છે ?

'ના' !

કાબા શરીફ એક પવિત્ર ઘરની જેમ છે, જેને 'કાબાતુલ્લાહ' અર્થાત્ ઈશ્વરનું ઘર કહે છે. તેના અંદર જઈને લોકો આજે પણ નમાઝ પઢે છે. તે અંદરથી તદ્દન ખાલી છે, તેના અંદર કંઈ પણ નથી. તેનો અંદરનો ભાગ તમે www.youtube.com પર જોઈ શકો છો.

તેની છત પર ચઢીને હઝરત બિલાલ (રદિ.)એ અઝાન આપી હતી. મુસલમાનો જો કાબા શરીફને ઈશ્વર માનતા તો તેની છત પર ઊભા થઈને કોઈ અઝાન કેવી રીતે આપી શકે ? આનાથી સાબિત થાય છે કે મુસલમાનો કાબા શરીફની પૂજા નથી કરતા, બલ્કે તેનો એક અત્યંત પવિત્ર સ્થળ તરીકે આદર કરે છે. તેની માત્ર પરિક્રમા કરવામાં આવે છે, જેને 'તવાફ' કહે છે.

અગાઉ ફલસ્તિન (પેલેસ્ટાઈન)ના શહેર યરુશલમ (જેરુસલેમ)ની એક મસ્જિદ 'મસ્જિદે અક્સા' તરફ મોઢું કરીને નમાઝ પઢવામાં આવતી હતી. આશરે ઇ.સ.૬૨૪ પછીથી પવિત્ર કુર્આનના આદેશાનુસાર કાબા શરીફની તરફ મોઢું કરીને નમાઝ પઢવામાં આવવા લાગી. કાબા શરીફનું નિર્માણ સૌ પહેલાં ફરિશ્તાઓએ કર્યું હતું. તેના પછી હઝરત નૂહ (મનુ) વખતના ઘોડાપૂરમાં તે ધ્વસ્ત થઈ ગયું હતું. પછી હઝરત ઈબ્રાહીમ અલૈ. (અથર્વવેદમાં જેને બ્રહ્મા કહેવામાં આવેલ છે) દ્વારા ફરીથી તેનું નિર્માણ કરવામાં આવ્યું હતું. તેના પછી તેને ઘણી વખત ધ્વંસ કરીને પુનઃનિર્માણ કરવામાં આવ્યું કે તેનું સમારકામ (Repairing) કરવામાં આવ્યું છે. તે હજુ ભવિષ્યમાં કોઈ ભૂકંપમાં પડી જઈ પણ શકે છે. તેના પડવાથી કે ધ્વસ્ત થવાથી ઇસ્લામ ધર્મ સમાપ્ત નહીં થઈ જાય. ઈશ્વર હંમેશાથી હતો, છે અને રહેશે; અને મુસલમાનો કેવળ એક જ નિરાકાર ઈશ્વરની પૂજા કરે છે, અને તેણે મોકલેલ ઈશવાણી, જે કુર્આનના રૂપમાં સંગ્રહિત છે, તેનું અનુપાલન કરે છે.

**Symbol of God :**

'શિવ' નો અર્થ છે, ઈશ્વર. 'લિંગ'નો અર્થ છે, નિશાની કે ચિહ્ન (Symbol). 'શિવલિંગ'નો અર્થ છે, ઈશ્વરની નિશાની કે ચિહ્ન, અર્થાત્ Symbol of God.

કાબાના પૂર્વમાં ખૂણાની દીવાલમાં એક કાળો પથ્થર લાગેલો છે. આ પથ્થર સ્વર્ગથી ફરિશ્તાઓએ લાવીને કાબા શરીફની દીવાલમાં સ્થાપિત કર્યો હતો. તેને 'હિજ્ર-એ-અસ્વદ' કહે છે. 'હિજ્ર' એટલે પથ્થર અને 'અસ્વદ' એટલે કાળો. 'હિજ્ર-એ-અસ્વદ' એટલે કાળો પથ્થર.

કાબા શરીફની ચારે તરફ તવાફ (પરિક્રમા) આ જ પથ્થરની નિશાનીથી શરૂ કરવામાં આવે છે અને તેના પાસે પહોંચીને સમાપ્ત થાય છે.

''આ પથ્થરમાં કોઈનું સારું-ખરાબ કરવાનું સામર્થ્ય નથી. કેવળ આદર રૂપે લોકો તેને ચૂમે છે.'' (કથન : હઝરત ઉમર રદિ.)

આ પથ્થર સ્વગંથી લાવવામાં આવ્યો હતો, તેથી લોકો તેને પણ ઈશ્વરની નિશાની કે ચિહ્ન અથવા Symbol of God માને છે. કેટલાક વિદ્વાનો આ જ કાળા પથ્થરને શિવલિંગ માને છે. (સંદર્ભ : 'અબ ભી ના જાગે તો...' લે. શમ્સ નવીદ ઉસ્માની)

•

# કોને-કોને પૂજીએ અમે ?

ભારત દેશમાં હજારો દરગાહો છે, અને ઉર્સના અવસરે લાખો લોકો દરગાહના દર્શન કરે છે. પરંતુ ઇસ્લામ આની શિક્ષા નથી આપતો. આ તો લોકોની શ્રદ્ધા અને આ દેશની પરંપરા છે. પણ શ્રદ્ધા અને પરંપરાથી ધર્મ નથી બદલાઈ જતો. જે ખોટું છે, તે ખોટું જ રહેવાનું.

હઝરત મુહમ્મદ (સલ્લ.)એ પાકી કબરો કે મઝારો બનાવવાની મનાઈ કરી છે અને એ વાતની પણ મનાઈ કરી છે કે કબર પર કોઈ સ્મારક કે ઇમારત બનાવવામાં આવે. (Muslim, Ma'ariful Hadees, Vol-3, P-486)

સ્વયં હઝરત મુહમ્મદ (સલ્લ.)ની કબર-મુબારક પણ કાચી છે, અર્થાત્ ઇંટ-પથ્થરથી નથી બની અને ન તો મઝાર પર કોઈ શાનદાર ઇમારત કે ગુંબદ છે. હઝરત મુહમ્મદ (સલ્લ.) ની કબર શરીફની ચારે તરફ બારી-બારણાં વગર માત્ર ચાર દીવાલો જ છે. સીધી છત વારંવાર પડી જતી હતી, તેથી તે પથ્થરોની દીવાલ પર ગોળ છત છે. આ તદ્દન સાદી ઇમારત છે, જે પથ્થરોથી બનેલ છે. આ આખી ઇમારત મસ્જિદના અંદર છે, અને મસ્જિદની તે જગ્યા જે કબર શરીફની ઇમારતના ઉપરની બાજુએ છે, તેના પર ગુંબદ છે,[1] અને કબર શરીફની ચારે તરફ બારી-બારણાં વિનાની ઇમારત એટલા માટે બનાવવી પડી, કેમ કે યહૂદીઓએ ઘણી વખત કબર મુબારકને નુકસાન પહોંચાડવાનું કાવતરું રચ્યું હતું.

તેથી માત્ર એક ઇમારત અને ગુંબદ સિવાય, જે તુર્કીના શાસન વખતે બનાવવામાં આવ્યા હતા, સાઉદી આરબમાં તમને બીજી કોઈ પાકી મઝાર અને તેના પર શાનદાર ઇમારત કે ગુંબદ જોવા મળશે નહીં.

આમ, જે ઇસ્લામમાં નથી, તે જો ભારતના લાખો મુસલમાનો કરવા લાગે, તો તે સાચું નહીં થઈ જાય, બલ્કે જે ખોટું છે, તે ખોટું જ રહેશે.

- કોઈ હિંદુ ભાઈને જો પૈસા જોઈએ, તો તે લક્ષ્મી દેવીની પૂજા કરે છે, બુદ્ધિ જોઈએ તો ગણેશજીની પૂજા કરે છે, શિક્ષણ જોઈએ તો સરસ્વતી દેવીની પૂજા કરે છે, કોઈ આધ્યાત્મિક સમસ્યા (Spiritual Problem) છે કે શનિની તકલીફથી પરેશાન છે, તો હનુમાનજીને પૂજવામાં આવે છે. આપણે હિંદુ ધર્મના ગ્રંથોને વાંચીને જોઈએ છીએ તો તેમાં લખ્યું છે કે લોકો પોતાના મનથી આવું કરે છે. આવો, આપણે જોઈએ કે ધર્મગ્રંથોમાં મૂર્તિ પૂજાની શિક્ષા છે, કે પછી, આ પણ એક પરંપરા છે :

- હિંદુ ધર્મના કોઈ પણ પ્રમાણિત ગ્રંથમાં મૂર્તિ પૂજાની શિક્ષા નથી, બલ્કે તેનાથી રોકવામાં આવ્યા છે. આવા અમુક શ્લોકો નીચે મુજબ છે :

૧. ઈશ્વર ન તો લાકડાંમાં છે, ન પથ્થરમાં, ન માટીમાંથી બનેલ મૂર્તિમાં. તે તો ભાવનાઓમાં મોજૂદ છે. તેની અનુભૂતિ થવી જ તેના અસ્તિત્વનું પ્રમાણ છે.

(ગરૂડપુરાણ, ધર્મકાંડ પરેત, ખં-૩૮-૧૩)

1. "Masjide Nabvi Shareef"
By Dr. Mohammad Ilyas Abdul Gani, Address : 447, Madina Munawwarah, K.S.A.
Published by : Fahrasat Maktaba Al-Malik Fahadul Wataniyah Asna-en-Nashar

૨. માટી, પથ્થર વગેરેની મૂર્તિઓ ઈશ્વર નથી હોતી.

(શ્રીમદ્ ભાગવત મહાપુરાણ, ૧૧:૮૪:૧૦)

૩. મારા ગુણો (Features)થી અજાણ મૂર્ખ લોકો મને શરીરવાળો સમજીને મારું અપમાન કરે છે. (ગીતા, ૯:૧૧)

૪. બધા પ્રાણી મારામાં રહેતા નથી. મારું સામર્થ્ય છે કે મેં જ તમામ પ્રાણીઓને પેદા કર્યા અને તેમનું પાલન-પોષણ કરું છું. છતાં પણ હું તેમનામાં રહેતો નથી.

(ગીતા, ૯:૫)

૫. ઈશ્વર દરેક જગ્યાએ મોજૂદ રહેવાવાળો દેદીપ્યામાન પ્રકાશ છે. (યજુર્વેદ, ૪૦:૧)

૬. ઈશ્વરની કોઈ મૂર્તિ નથી, તેનું નામ જ મહાન છે. (યજુર્વેદ, ૩:૩૨)

૭. તે લોકો અંધકારના ઊંડાણમાં ડૂબી જાય છે, જેઓ અભૌતિક વસ્તુઓ, જેમ કે અગ્નિ, પાણી વગેરેની પૂજા કરે છે. તે લોકો આનાથી પણ વધારે ઊંડા અંધકારમાં ડૂબી જાય છે, જેઓ ભૌતિક વસ્તુઓ, જેમ કે મૂર્તિઓ વગેરેની પૂજા કરે છે. (યજુર્વેદ, અધ્યાય-૩૨:૩)

૮. પવિત્ર વેદ હિંદુ ધર્મના પ્રમાણિત ગ્રંથો છે. ચારેય વેદોમાં મૂર્તિ પૂજાને કડક રીતે રોકવામાં આવેલ છે.

૯. પવિત્ર વેદો પછી ઉપનિષદોને પ્રમાણિત માનવામાં આવે છે. કુલ ૧૦૮ ઉપનિષદો છે. તેમાંથી દસ ઉપનિષદોને તમામ આચાર્યો અને વિદ્વાનો માને છે. તેનાં નામો આ પ્રમાણે છે :

એરા, કેસુદ, કઠ, પ્રશન, મંડક, માંડોક્ય, એત્રેયા, તેત્રયા, છાંદોગ્ય અને બૃહદ ઑર્ડિક. આ તમામ પણ મૂર્તિપૂજાની મનાઈ કરે છે.

૧૦. વેદ અને ઉપનિષદ પ્રાચીન ગ્રંથો છે. પુરાણ ઋષિઓએ લખેલ છે અને તે પ્રાચીન પણ નથી. કેટલાક પુરાણોમાં મૂર્તિપૂજા માટે કહેવામાં આવેલ છે. તેનું કારણ સ્વામી વિવેકાનંદ આ પ્રમાણે દર્શાવે છે :

''ઋષિઓએ મૂર્તિપૂજાની પરંપરા શરૂ કરી, જેથી તેઓ તે મૂર્તિને માધ્યમ બનાવીને પોતાના સામે ઈશ્વરને જોઈ શકે.'' (વિષ્ણુ ઋષિ પૃ. ૧૪૬, વિવેકાનંદ સાહિત્ય અદ્વૈત આશ્રમ, પથ્થોરાગઢ, દ્વિતીય આવૃત્તિ, ૧૯૭૩)

૧૧. પરંતુ ગીતાના આ શ્લોક મુજબ ઈશ્વર પર ધ્યાન લગાવવા (Concentration) માટે મૂર્તિની જરૂર નથી.

''પ્રાર્થના કરનારાઓએ પોતાના શરીર, ગળા અને માથાને એક પંક્તિમાં કરી લેવાં જોઈએ, અને પોતાના નાકની ટોચ (Tip of Nose) પર નજર જમાવીને ધ્યાન કરવું જોઈએ અને કોઈ અન્ય દિશામાં ન જોવું જોઈએ.'' (ગીતા, ૬:૧૩)

તો વાસ્તવમાં મૂર્તિપૂજાની શિક્ષા હિંદુ ધર્મમાં નથી. જેઓ આવું કરે છે, સંભવતઃ તેમને ધર્મનું જ્ઞાન નથી.

## દેવી-દેવતા કે વલી-અલ્લાહ, અથવા મહાપુરુષ કોણ છે ?

- ઋગ્વેદમાં લખ્યું છે કે,

**यो देवष्वधि देव एक आसीत् ।**

(ઋગ્વેદ, ૧૦:૧૨૧:૮)

અર્થાત્ : બધા દેવતાઓનો એક જ ઈશ્વર છે.

- પવિત્ર કુર્આનમાં લખ્યું છે કે,

  ''જેમને આ લોકો પોકારે છે (એટલે કે દેવી-દેવતા કે કોઈ પયગંબર કે વલી-અલ્લાહ કે કોઈ મહાપુરુષ), તેઓ સ્વયં પોતાના પ્રભુ-પાલનહારના સામીપ્યનું માધ્યમ શોધી રહ્યા છે કે કોણ તેનાથી વધારે નજીક થઈ જાય અને તેઓ તેની દયાના ઉમેદવાર અને તેની યાતનાથી ડરી રહ્યા છે. વાસ્તવિકતા એ છે કે તારા પ્રભુ-પાલનહારની યાતના તો છે જ ડરવા યોગ્ય.'' (પવિત્ર કુર્આન, ૧૭:૫૭)

- યજુર્વેદમાં લખ્યું છે :

  **न ऋते श्रान्तस्य सख्याय देवाः**

  (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૮)

  અર્થાત્ : પ્રયત્ન વિના દેવી-દેવતાઓને પણ ઈશ્વરની કૃપા પ્રાપ્ત થતી નથી.

  તો દેવી-દેવતા અથવા પયગંબર કે વલી-અલ્લાહ અથવા કોઈપણ મહાપુરુષ સ્વયં ઈશ્વર નથી અને ન તો તેઓ જાતે પોતાનું અને ન તો બીજાનું ભલું કરી શકે છે. તેઓ પણ એક ઈશ્વરની પ્રાર્થના કરે છે, અને તેઓ પણ એક ઈશ્વરને પ્રસન્ન કરવા માટે કોશિશ કરે છે.

## અવતાર ઈશ્વર કેમ નથી ?

- **यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत**
  **अद्भुतथानाय अर्धमस्य तदात्म्यम् सृजानम्यहम्।**

  (ગીતા)

  આ શ્લોકમાં લખ્યું છે કે જ્યારે-જ્યારે પૃથ્વી પર અધર્મ ફેલાશે, તો અધર્મને સમાપ્ત કરવા માટે હું (ઈશ્વર) જન્મ લઈશ. આ શ્રીકૃષ્ણજીએ કહ્યું હતું. તો શ્રીકૃષ્ણજી ઈશ્વર કેમ નથી ?

- પવિત્ર કુર્આન (૯:૧૨૮)માં હઝરત મુહમ્મદ સલ્લ.ને 'રઊફ' અને 'રહીમ' કહ્યા છે અને આ બંને નામ ઈશ્વરના છે. જેને કુર્આનના સાહિત્ય (Literature)નું જ્ઞાન નહીં હોય, તે એવું જ સમજશે કે મુહમ્મદ સ્વયં ઈશ્વર છે. (ઈશ્વર આવું કહેવા અંગે આપણને માફ કરે.)

- એ જ પ્રમાણે હદીસ શરીફમાં છે કે,

  ''ઈશ્વર એવું કહે છે કે, જ્યારે કોઈ વ્યક્તિ મારા આદેશનું પાલન કરે છે અને મારી ખૂબ જ બંદગી કરે છે, તો હું તેના હાથ, પગ અને આંખ બની જાઉં છું.'' (જમા-અલ-ફવાઇદ)

  ઈશ્વર નિરાકાર છે. ક્યારેય પણ કોઈ વ્યક્તિએ કોઈપણ વલી કે મહાપુરુષને નિરાકાર બનતા નથી જોયા.

- એક હદીસ શરીફમાં છે કે કયામતમાં ઈશ્વર એક વ્યક્તિને પૂછશે, ''હું તરસ્યો હતો, ભૂખ્યો હતો, બીમાર હતો; પરંતુ તેં મને ખવડાવ્યું નહીં, પાણી ન પીવડાવ્યું અને ન તો મારી સેવા-સુશ્રુષા કરી.'' તે વ્યક્તિ પૂછશે કે, ''હે ઈશ્વર ! તું જ સૌને ખવડાવે-પીવડાવે છે, તો તમે ભૂખ્યા, તરસ્યા અને બીમાર કેવી રીતે થઈ શકો છો ?'' ઈશ્વર કહેશે, ''મારો તે બંદો ભૂખ્યો, તરસ્યો અને બીમાર હતો. જો તું તેની સેવા કરતો તો તું મને ત્યાં જોતો.''

  (મુસ્લિમ, તર્જુમાનુલ હદીસ, નં.૨૪૫)

- મંદિર અને મસ્જિદના દરવાજા પર હજારો ભૂખ્યા-તરસ્યા અને બીમાર લોકો પડી રહે છે. તમે તેમની સેવા કરો અને પછી તેમના પાસે જ તેમનામાંથી કોઈ વ્યક્તિના રૂપમાં ઈશ્વરને શોધશો, તો શું ઈશ્વર તમને મળશે?

- જ્યારે કોઈ બાળક ખૂબ સારા ગુણથી પાસ થાય છે, તો પિતા ગર્વથી કહે છે, ''આ મારો દીકરો છે.'' ત્યારે તે પિતાનો પોતાના બીજા પુત્ર વિશે શું ખ્યાલ હશે, જે નાપાસ થઈ ગયો, શું તે પાડોસીનો હતો ?

(ક્ષમાયાચના)

- જે લોકો ભાષા સાહિત્ય (Literature of Language)ને જાણે છે, તેઓ આ વાક્ય (Sentence)થી કે 'આ મારો પુત્ર છે' થી વંશનો અર્થ નહીં લે, બલ્કે ગુણનો અર્થ લેશે.

  એ જ પ્રમાણે, જેઓ પવિત્ર કુર્આનના સાહિત્યનું જ્ઞાન રાખે છે, તેઓ પવિત્ર કુર્આનમાં હઝરત મુહમ્મદ (સલ્લ.)ને 'રઊફ' અને 'રહીમ' કહેવા અંગે હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ઈશ્વર નહીં માને, બલ્કે ઈશ્વરની જેમ 'રઊફ' (ક્ષમા કરવાવાળો) અને 'રહીમ' (દયાળુ) માનશે.

- એ જ રીતે જયારે ઈશ્વર કહે છે કે હું મહાપુરુષ (વલી)ના હાથ-પગ અને આંખ બની જાઉં છું, તો એનો અર્થ એ છે કે તે મહાપુરુષ પોતાના હાથ-પગ અને આંખનો ઉપયોગ એ જ રીતે કરે છે, જે રીતે ઈશ્વર ચાહે છે.

- એ જ રીતે જયારે ઈશ્વર કહે છે કે તું મને ભૂખ્યા-તરસ્યા અને બીમારની પાસે જોતો, તો એનો અર્થ છે કે તેમની સેવા કરીને તું મને પામી લેતો અને તું મારો પ્રિય બની જતો અને તારા પર મારી કૃપા અવતરિત થતી.

- એ જ પ્રમાણે જે પવિત્ર ગીતાના શ્લોકમાં છે કે અધર્મનો નાશ કરવા માટે હું જન્મ લઈશ, તો તેનો અર્થ છે કે તે પયગંબર, જેને હું મોકલીશ, તે મારો પ્રતિનિધિ (Representative) હશે અને મારી આજ્ઞા મુજબ મારા ધર્મને સ્થાપિત કરશે.

  તેથી આ જ મત હિંદુ ધર્મના વિદ્વાનોનો પણ છે; જેમ કે સ્વામી વિવેકાનંદ, ગુરુ નાનકજી અને હિંદુ ધર્મના મહાન મહાન વિદ્વાન પંડિત સુંદરલાલ, શ્રી બલરામ સિંગ પરિહાર, ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય, ડૉ. પી. એચ. ચૌબે, ડૉ. રમેશ પ્રસાદ ગર્ગ, પંડિત દુર્ગા શંકર સત્યાર્થી, શ્રી કેશરી લાલ ભગત વગેરેનો પણ આ જ મત છે. (હઝરત મુહમ્મદ ઔર ભારતીય ધર્મગ્રંથ, ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ)

- ચૌદ વર્ષના વનવાસમાં જયારે હનુમાનજીએ શ્રીરામજીને પૂછ્યું કે હું ઈશ્વરની પ્રાર્થના કેવી રીતે કરું ? તો શ્રીરામજીએ એવો ઉત્તર ન આપ્યો કે તમે સ્વયં ઈશ્વર છો, કેમ કે આવનારા યુગમાં લોકો તમારી પૂજા કરવાના છે; ન તો તેમણે એમ કહ્યું કે તમે મારી બંદગી કરો, કેમ કે હું જ ઈશ્વરનો અવતાર છું; બલ્કે તેમણે એમ કહ્યું કે :

**पथमः तारकः चयवादितिय दंड मुच्यते तीतय कुंडला।**

**कारम चतुर्थ अर्द्ध चंन्द्रक पंच बिन्दु संयुक्त ओऽम मित्यज्योती रूपक।** (શ્રીરામતત્ત્વામૃત)

અર્થાત્ : પહેલા સીધા ઊભા રહો અને પછી દંડવત્ (સજદા) કરો, પછી અર્ધ ચંદ્રમાની જેમ ઘૂંટણીએ ઝૂકી જાઓ, પછી સીધા બેસી જાઓ અને ઈશ્વરના સ્મરણમાં ધ્યાન લગાવો.

અર્થાત્, એક નિરાકાર ઈશ્વરની પ્રાર્થના કરો.

- તો ઈશ્વર મહાન છે, નિરાકાર છે, તેની કોઈ પ્રતિમા કે મૂર્તિ નથી. તેણે સૌને પેદા કર્યા અને બધાને એક દિવસ મૃત્યુ આપશે. તે જ જગતનું સંચાલન કરે છે. દરેકને રોજી આપે છે. તે એકના સિવાય અન્ય કોઈ પ્રાર્થના અને ઉપાસનાને લાયક નથી.

  ઈશ્વર સિવાય જે લોકોને પૂજવામાં આવે છે, તે ઈશ્વર નથી. તેઓ ફરિશ્તાઓ (દેવદૂતો), જિન્ન, મહાપુરુષો, પયગંબરો અને ઈશદૂતો, વલી-અલ્લાહ વગેરે હોઈ શકે છે.

  જો આપણે આપણી મુક્તિ ઈચ્છીએ છીએ તો કેવળ એક ઈશ્વરની જ પૂજા કરવી જોઈએ. તેના સિવાય અન્ય કોઈ બીજો માર્ગ નથી.

## કુર્આનની વૅબ-સાઈટ્સ

- જો કોઈ વ્યક્તિ અંગ્રેજી કે અન્ય કોઈ ભાષામાં કુર્આનનું અધ્યયન કરવા માગે છે, તો ઘણીબધી વૅબ-સાઈટ્સ પર કુર્આન ઉપલબ્ધ છે. કેટલીક ભારતીય ભાષાઓમાં કુર્આન વાંચવા માટે અથવા ડાઉનલૉડ કરવા માટે નિમ્ન લિખિત વૅબ-સાઈટ્સની લિંક્સ પર સંપર્ક કરો :
- કુર્આનનો હિંદી અનુવાદ : http://www.scribd.com/doc/49388503/quran-hindi
- કુર્આનનો અંગ્રેજી અનુવાદ : http://www.scribd.com/doc/49457942/quran-english
- કુર્આનનો ગુજરાતી અનુવાદ : http://www.scribd.com/doc/49457940/quran-gujarati
- કુર્આનનો મરાઠી અનુવાદ : http://www.scribd.com/doc/49457934/quran-hindi

# કુર્આનમાં હિંદુ ધર્મનો ઉલ્લેખ

- શું કુર્આનમાં હિંદુ ધર્મ વિશે કંઈ ઉલ્લેખ છે ?
- હા, ઉલ્લેખ છે.
- સૌપ્રથમ વાત તો એ છે કે ઈસ્લામ ધર્મ કોઈ નવો ધર્મ નથી. પવિત્ર કુર્આનમાં છે કે :

– મુસલમાનો ! કહો કે ''અમે ઈમાન લાવ્યા અલ્લાહ પર અને તે માર્ગદર્શન (પવિત્ર કુર્આન) પર, જે અમારા તરફ અવતરિત થયું છે અને જે ઇબ્રાહીમ, ઇસ્માઈલ, ઈસ્હાક, યાકૂબ, અને યાકૂબના સંતાનો પર અવતરિત થયું હતું, અને જે મૂસા અને ઈસા અને બીજા તમામ ઈશદૂતોને તેમના રબ (પ્રભુ-પાલનહાર) તરફથી આપવામાં આવ્યું હતું. અમે તેમના વચ્ચે કોઈ અંતર કરતા નથી અને અમે અલ્લાહના મુસ્લિમ (આજ્ઞાંકિત) છીએ. (પવિત્ર કુર્આન, ૨:૧૩૬)

- હે મુહમ્મદ ! ઈશ્વરે તમને જે ધર્મનું પાલન કરવાનો આદેશ આપ્યો છે, આ જ આદેશ તેણે મનુ (હઝરત નૂહ)ને આપ્યો હતો અને આ જ આદેશ તેણે હઝરત મૂસા અને હઝરત ઈસાને આપ્યો હતો, અને તેણે સૌને આદેશ આપ્યો હતો કે ધર્મનું (સારી રીતે) પાલન કરો અને એક-બીજાથી મતભેદ ન રાખો. (પવિત્ર કુર્આન, ૪૨:૧૩)
- પછી હે પયગંબર ! અમે તમારા તરફ આ ગ્રંથ (પવિત્ર કુર્આન) મોકલ્યો છે, જે સત્ય લઈને આવ્યો છે, અને મૂળ ગ્રંથ (પ્રાચીન ગ્રંથો)માંથી જે કંઈ તેના સામે મોજૂદ છે, તેની પુષ્ટિ કરનાર અને તેનો સંરક્ષક છે. તેથી તમે અલ્લાહે અવતરિત કરેલ કાનૂન અનુસાર લોકોના મામલાઓનો ફેંસલો કરો અને જે સત્ય તમારા પાસે આવ્યું છે, તેનાથી મોઢું ફેરવીને તેમની ઇચ્છાઓનું પાલન ન કરો. અમે તમારા (મનુષ્યો) માંથી દરેક માટે એક ધર્મ-વિધાન અને કાર્યપદ્ધતિ નિર્ધારિત કરી. જો કે તમારો અલ્લાહ ઇચ્છતો તો તમને સૌને એક ઉમ્મત (સમુદાય) પણ બનાવી શકતો હતો, પરંતુ તેણે આવું એટલા માટે કર્યું કે જે કંઈ તેણે તમને આપ્યું છે, તેમાં તમારી પરીક્ષા કરે. તેથી ભલાઈઓમાં એક-બીજાથી આગળ વધી જવાનો પ્રયાસ કરો. છેવટે તમને સૌને અલ્લાહ તરફ જ પાછા વળીને જવાનું છે, પછી તે તમને તે સાચી હકીકત બતાવી દેશે, જેમાં તમે મતભેદ કરતા હતા.

(પવિત્ર કુર્આન, ૫:૪૮)

- આમ, ઈસ્લામ કોઈ નવો ધર્મ નથી. આ જ ધર્મ આરંભમાં હઝરત નૂહ (મનુ)નો હતો. આ જ ધર્મ શરૂઆતમાં હઝરત ઈસા અને મૂસા (Christian & Jews)નો હતો, અથવા દરેક પયગંબરે બસ આ જ ધર્મની શિક્ષા પોતાના માનવાવાળાઓને આપી હતી. પરંતુ તેમના પછી તેમને માનવાવાળાઓ બદલાઈ ગયા. તેમણે એક ઈશ્વરને છોડીને ઘણાંબધા મહાપુરુષોને એક ઈશ્વરની સાથે માનવાનું શરૂ કરી દીધું, અને હવે મુસલમાનોના પણ કેટલાક જૂથો એક ઈશ્વરની સાથે ઘણાંબધા બાબાઓ અને પયગંબરોને પણ અલ્લાહની જેમ મહત્ત્વ આપે છે. આ બધું ખોટું છે. દરેક યુગમાં આ જ કારણસર ધર્મ બદલાઈ ગયા અને હજુ પણ બદલાઈ રહ્યા છે, અને આ જ કારણસર વારંવાર ધરતી પર પયગંબરો

અને ઈશદૂતો આવતા રહ્યા. પરંતુ હઝરત મુહમ્મદ (સલ્લ.) પછી હવે કોઈ ઈશદૂત કે સંદેષ્ટા નહીં આવે અને ધર્મની સુધારણાનું કાર્ય હવે સામાન્ય લોકોએ જ કરવાનું છે.

- એ રીતે કુર્આન અનુસાર ચાર હજાર વર્ષ પૂર્વે હઝરત નૂહ કે મનુના લોકોને જે ધર્મનું શિક્ષણ આપવામાં આવ્યું હતું, તે આ જ ઇસ્લામ ધર્મ છે અને દરેક યુગમાં આ જ ધર્મ ઈશ્વરીય ધર્મ રહ્યો છે. તેથી આજે પણ ઈશ્વરે પુરાણા ધર્મને માનનારાઓને નામ લઈને કહ્યું છે કે જો તમે ઇસ્લામની મૂળ શ્રદ્ધા કે આસ્થા (Basic Concept)ને માનશો, તો તમે પણ સફળ થઈ શકો છો.

**કુર્આનમાં આ અંગેના શ્લોકો આ પ્રમાણે છે :**

- જે લોકો મુસલમાન છે કે યહૂદી કે ખ્રિસ્તી કે સાબી (હિંદુ), અર્થાત્ કોઈ વ્યક્તિ કોઈપણ ધર્મ અને સમુદાયનો હોય, જે એક ઈશ્વર અને પરલોકના દિવસને માનશે (અર્થાત્ એ વાતને માનશે કે મૃત્યુ પછી કયામતના દિવસે પોતાના કર્મોનો હિસાબ-કિતાબ આપવાનો છે) અને સત્કર્મો કરશે, તો આવા લોકોને તેમનાં સત્કર્મોનો બદલો ઈશ્વરની પાસે મળશે, અને કયામતના દિવસે તેમને ન તો કોઈ પ્રકારનો ભય હશે, ન તેઓ ઉદાસ હશે. (પવિત્ર કુર્આન, ૨:૬૨)
- વિશ્વાસ રાખો કે 'અરબી નબી'ને માનવાવાળા હોય (અર્થાત્ મુસલમાન) કે યહૂદી, ખ્રિસ્તી હોય કે સાબી, જે પણ અલ્લાહ અને અંતિમ દિવસ (કયામત) પર ઈમાન લાવશે અને સત્કર્મ કરશે, તેનો બદલો તેમના રબ (પ્રભુ-પાલનહાર) પાસે છે અને તેમના માટે કોઈ ભય અને રંજનું કારણ નથી. (પવિત્ર કુર્આન, ૫:૬૯)
- અર્થાત્ દરેક ધર્મનો Basic Concept તો આ જ હતો કે : (૧) ઈશ્વર એક છે, (૨) સત્કર્મો કરવા જોઈએ (૩) કયામત (પ્રલય, અંતિમ દિવસ)ને માનવું જોઈએ (અર્થાત્ કયામતના દિવસે આપણે આપણાં કર્મોનો હિસાબ-કિતાબ આપવાનો છે એવું માનવું), (૪) મૃત્યુ પછી જીવનને સત્ય માનવું, (૫) ઈશ્વર દ્વારા મોકલવામાં આવેલ તમામ પયગંબરો અને તેમનાં ગ્રંથોને સત્ય માનવું; અને જે કોઈ વ્યક્તિ હૃદયપૂર્વક આ વિશ્વાસ રાખશે, તે ધાર્મિક રૂપે સફળ થશે.

  આ શ્લોકો (આયતો-૨:૬૨,૫:૬૯)માં હિંદુ ધર્મના માનવાવાળાઓને 'સબાઈન' કે 'સાબી' કહેવામાં આવ્યા છે, આ યુગના ઈશદૂત હઝરત મુહમ્મદ (સલ્લ.) છે અને તમામ ઉપદેશોને ઈશ્વરે હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા પુનરાવૃત્ત (Revised) કરેલ છે. તેથી આ યુગમાં તેમને ઈશદૂત માનવાં અને તેમના આદેશોને માનવું પણ મુક્તિ માટે આવશ્યક છે.
- વેદ ચાર હજાર વર્ષ સુધી લેખિત સ્વરૂપમાં નહોતા, બલ્કે પંડિતોએ તેને યાદ કરી રાખ્યા હતા. જુદા-જુદા ખંડોને જુદી-જુદી રીતે જુદા-જુદા ઋષિઓએ લખી રાખ્યા હતા. વેદ પુસ્તકના રૂપમાં નહોતા અને ન તો કોઈ પુસ્તકની જેમ તેમનાં નામો હતા. તેથી તે જે સ્થિતિમાં હતા, તદનુસાર કુર્આનમાં વેદોને યાદ કરવામાં આવ્યા છે.

- કુર્આનના એક શ્લોકમાં વેદોને 'સુહુફે ઊલા' કહેવામાં આવેલ છે (પવિત્ર કુર્આન, તા-હા, ૨૦:૧૩૩), જેનો અર્થ છે - ઈશ્વર દ્વારા અવતરિત કરવામાં આવેલ પ્રાચીન ગ્રંથ કે આદિ ગ્રંથ. બીજા શ્લોકમાં વેદોને 'ઝુબુરિલ અવ્વલીન' કહેવામાં આવેલ છે. (પવિત્ર કુર્આન, શુઅ્રા, ૨૬:૧૯૬) તેનો અર્થ છે - પ્રાચીન ગ્રંથના વિખરાયેલા પૃષ્ઠો (Ancient Scattered Divine Pages). કેમ કે વેદ ગ્રંથના રૂપમાં નહોતા, બલ્કે વેદોના સુક્ત અને ખંડો જુદી-જુદી જગ્યાએ અલગ-અલગ ઋષિઓ પાસે હતા. (આજે પણ ઋષિઓના નામો દરેક સુક્તમાં છે.)

  (પુ. 'અબ ભી ના જાગે તો...', લે. શમ્સ નવેદ ઉસ્માની)

- કુર્આનના શ્લોક (૨૦:૧૩૩)માં કહેવામાં આવ્યું છે કે :

  ''અને તેઓ કહે છે કે 'આ (પયગંબર) પોતાના રબ (પ્રભુ-પરમેશ્વર) તરફથી આપણાં પાસે કોઈ નિશાની કેમ નથી લાવતો?' શું તેમના પાસે તેનું સ્પષ્ટ પ્રમાણ નથી આવી ગયું , જે કંઈ સુહુફે-ઊલા (અગાઉના ગ્રંથો)માં વર્ણિત છે.''

  આ આયત (શ્લોક) અવતરિત થવાનું એક કારણ તો એ હોઈ શકે છે કે, આરબ દેશનો હજારો વર્ષથી ભારત દેશ સાથે વેપારી સંબંધ રહ્યો છે, અને ભારતના લોકોના ઘણાં કબીલાઓ યમન, સાઉદી અરબ, બહેરીન વગેરેમાં વસેલા હતા. (''મુહમ્મદ સલ્લ.કે જમાનેમેં હિન્દુસ્તાન'', લે. કાઝી મુહમ્મદ અતહર મુબારકપુરી)

  જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.)એ લોકોને કહ્યું કે હું અલ્લાહનો પયગંબર છું, અને તમને સૌને ઇસ્લામ ધર્મ અપનાવવાનું આમંત્રણ આપું છું, તો લોકોએ કહ્યું કે તમે જો પયગંબર હોવ તો તેનું પ્રમાણ લાવો; ત્યારે ઈશ્વરે શ્લોક નં ૨૦:૧૩૩ અવતરિત કર્યો, કે તમે લોકો જે ગ્રંથને માનો છો, તે ગ્રંથમાં હઝરત મુહમ્મદની ભવિષ્યવાણી મોજૂદ છે, તો શું આ તમારા માટે મજબૂત અને સ્પષ્ટ પ્રમાણ નથી ?

  વેદોમાં ૩૧ વાર હ. મુહમ્મદની નરાશંસના નામથી ભવિષ્યવાણી છે, અને હિંદુ ધર્મમાં અનેક ગ્રંથોમાં પણ આપની ભવિષ્યવાણી અહમદ, મહામદ, મહામે ઋષિ, નરાશંસ અને કલ્કિ અવતારના નામથી આવી છે. તેમાંથી બે શ્લોક આ પ્રમાણે છે :

- **एतस्मिन्नन्तिरे म्लेच्छ आचार्य्यण समन्वितः॥ महामद इति ख्यातः शिष्यशाखा समन्वितः।**

  (ભ.પૂ. પર્વ-૩, ખં-૩, અ-૩, શ્લોક-૫)

  ભવિષ્યપુરાણ અનુસાર, ''કોઈ બીજા દેશમાં એક સંદેષ્ટા પોતાના સાથીઓની સાથે આવશે. તેનું નામ 'મહામદ' હશે, અને તે એક મરૂસ્થળ (રણ, Desert) જગ્યાએ પ્રગટ થશે.''

- **अज्ञान हेतु कृत मोहमदान्धकार नांश विधांय हित दो दयेत विवेक।**

  (શ્રીમદ્ ભગવત પુરાણ, ૨:૭૨)

  મહમ્મદ દ્વારા (અજ્ઞાનનો) અંધકાર દૂર થશે અને જ્ઞાન અને Spirituality (આધ્યાત્મિકતા) ફાલશે-ફૂલશે.

  આમ, કુર્આનમાં વેદો અને હિંદુ ધર્મ વિશે પણ વર્ણન છે. પરંતુ તે અરબી ભાષામાં હોવાને કારણે સામાન્ય લોકો તેને જાણી શકતા નથી.

# પવિત્ર વેદ અને પવિત્ર કુર્આનમાં એક જેવાં શ્લોકો

## ઈશ્વરથી પ્રાર્થના (દુઆ) વિશે શ્લોકો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **होनारं सत्ययजं रोदस्योरूत्तान हस्तो नमस्ता विवासेत ।** (ઋગ્વેદ, ૬:૧૬:૪૬)<br>પૂજ્ય, આકાશ અને પૃથ્વીને સન્માર્ગે ચલાવનાર ઈશ્વરથી વિનમ્રતાપૂર્વક હાથ ઉપર ઉઠાવીને પ્રાર્થના કરો. | • **ઉદ્ઊ રબ્બકુમ્ તઝર્-રૂઅંવ્—વ ખુફ્યહ્, ઈન્નહૂ લા યુહિબ્બુલ્ મુઅ્તદીન્.** (કુર્આન, ૭:૫૫)<br>પોતાના પાલનહારને કરગરી-કરગરીને આજીજીપૂર્વક અને ચુપકે-ચુપકે પોકારો, નિઃસંદેહ તે હદ વટાવી જનારાઓને પસંદ નથી કરતો. |
| • **तस्य ते भक्तिवांसः स्याम** (અથર્વવેદ, ૬:૭૮:૩)<br>હે પ્રભુ ! અમે તારા જ ભક્ત અને ઉપાસક છીએ. | • **ઈય્યાક નઅ્બુદુ વ ઈય્યાક નસ્તઈન્.** (કુર્આન, ૧:૪)<br>અમે તારી જ ઉપાસના કરીએ છીએ અને તારા જ પાસે મદદ માગીએ છીએ. |
| • **अवनो वृजिना शिशी हि** (ઋગ્વેદ, ૧૦:૧૦૫:૮)<br>હે ઈશ્વર ! તમે મારા પાપોને મારાથી દૂર કરો. | • **રબ્બના ફગ્ફિર્લના ઝુનૂબના વ-કફ્ફિર્ અન્ના સય્યિઆતિના વ-તવફ્ફના મઅલ્ અબ્રાર્.** (કુર્આન, ૩:૧૯૩)<br>હે માલિક ! જે પાપ અમારાથી થયાં છે, તેને ક્ષમા કરી દે અને જે બૂરાઈઓ અમારામાં છે તેમને દૂર કરી દે અને અમારો અંત સત્કર્મીઓની સાથે કર. |
| • **अवनाश निःषसा यत् पराशसोपारिम जाग्रतो यत् स्वपन्तः ।** (અથર્વવેદ, ૬:૪૫:૨)<br>જે પાપ વિશ્વાસઘાત, દ્વેષ અને વેરભાવ અથવા અજ્ઞાનતાવશ કર્યા અને જે પાપ જાગતાં કે સૂતા કર્યા છે, હે ઈશ્વર ! તે બધા અપ્રિય દુષ્કર્મોને અમારાથી દૂર કરી દે. | • **રબ્બના લા-તુઆખિઝ્ના ઈન્-નસીના અવ્ અખ્તઅ્ના, રબ્બના વ-લા તહ્મિલ્ અલૈના ઈસ્રન્ કમા હમલ્તહૂ અલલ્-લઝીન મિન્ કબ્લિના, રબ્બના વ-લા તુહમ્મિલ્ના મા-લા તાકત લના બિહ્, વાઅ્ફુ અન્ના, વગ્ફિર્ લના, વર્હમ્ના. અન્ત મવ્લાના, ફન્સુરના અલલ્ કવ્મિલ કાફિરીન** (કુર્આન, ૨:૨૮૬)<br>હે માલિક ! અમારાથી ભૂલેચૂકે કોઈ કસૂર થઈ જાય, તેના પર અમારી પકડ ન કર. હે માલિક ! અમારા પર એવો બોજ ન નાખ, જે તેં અમારા પહેલાંના લોકો પર નાખ્યો હતો. હે પ્રભુ ! જે બોજ ઉપાડવાની શક્તિ |

અમારામાં નથી, તે અમારા પર ન મૂક. અમારા સાથે નરમાશ કર, અમને ક્ષમા કરી દે અને અમારા પર દયા કર, તું અમારો માલિક છે, ઇન્કાર કરનારાઓના મુકાબલામાં અમારી મદદ કર.

- **इन्द्र ऋतुं न आ भर पिता पुत्रेभ्यो यथा। शिक्षा णो अस्मिन् पुरूहूत यामिनि जीवा ज्योतिरशीमहि॥**
(અથર્વવેદ, ૧૮:૩:૬૭)
(હે ઈશ્વર !) આ માર્ગમાં અમને જ્ઞાન પ્રદાન કર, (જેથી) અમે અમારા જીવનમાં (માર્ગદર્શનનો) પ્રકાશ પામી શકીએ.

- **યુઅ્તીલ્-હિક્મત મંય્યશાઅ્, વમંય્યુઅ્-તલ્-હિક્મત ફકદ્ ઊતિય ખૈરન્ કસિરા.**
(કુર્આન, ૨:૨૬૯)
તે જેને ચાહે છે તત્ત્વદર્શિતા પ્રદાન કરે છે અને જેને તત્ત્વદર્શિતા મળી ગઈ તેને વાસ્તવમાં મોટી દોલત મળી ગઈ. આ વાતોથી તે જ લોકો બોધપાઠ લે છે, જેઓ બુદ્ધિશાળી છે.

- **शनः कुरू प्रजाभ्यः** (યજુર્વેદ, ૩૬:૨૨)
હે ઈશ્વર ! અમારા સંતાનોનું કલ્યાણ કર.

- **વ અસ્લિહ્-લી ફી ઝુર્રિય્યતિ.** (કુર્આન, ૪૬:૧૫)
મારા સંતાનોમાં પણ ભલાઈ મૂકી દે.

- **यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते। कामस्य यत्राप्ताः कामास्तत्र माममृतं कृधी॥**
(ઋગ્વેદ, ૯:૧૧૩:૧૧)
હે ઈશ્વર ! જયાં આનંદ અને પ્રેમનો હાલ વાસ છે અને જયાં પ્રત્યેક મનોકામના હૃદયમાં ઉદભવતાની સાથે જ પરિપૂર્ણ થાય છે, એ જ અમર-લોક (સ્વર્ગ)માં અમને સ્થાન આપ.

- **યુતાફુ અલઈહિમ્ બિ-સિહાફિમ્-મિન્ ઝહબિંવ્-વ-અકવાબ, વ-ફીહા મા તશ્તહીહિલ્ અનૂફુસુ વ-તલઝ્ઝુલ્ અઅ્યુન. વ-અન્તુમ્ ફીહા ખાલિદૂન.** (કુર્આન, ૪૩:૭૧)
તેમના સામે સુવર્ણથાળ અને જામ ફેરવવામાં આવશે અને દરેક મનગમતી અને આંખોને લિજ્જત આપતી વસ્તુઓ ત્યાં મોજૂદ હશે, અને તેમને કહેવામાં આવશે, 'હવે તમે સદૈવ અહીં રહેશો.

- **श्रद्धां प्रातर्हवामहे श्रद्धां मध्यंदिनं परि। श्रद्धां सूर्यस्य जिम्रुचि श्रद्धे श्रद्धापयेह नः॥**
(ઋગવેદ, ૧૦:૧૫૧:૫)
હે ઈશ્વર ! અમે અમારી આસ્થા વ્યક્ત કરીએ છીએ – પ્રાતઃકાળે, દિવસના મધ્યમાં અને સૂર્યાસ્ત વખતે. હે શ્રદ્ધેય ! અમને આલોકમાં ઉત્તમ આસ્થાવાન્ બનાવ.

- **વ સબ્બિહ્ બિ-હમ્દિ રબ્બિક કબ્લ તુલૂઈશ્-શમ્સિ વ-કબ્લ ગુરૂબિહા, વ મિન્ આનાઈલ્-લઈલિ ફ-સબ્બિહ વ-અત્રાફન્-નહારિ લઅલ્લક તરઝા. વ-લા તમુદ્દન્ન અઈનઈક ઈલા મા મત્તઅ્ના બિહી અઝ્વજમ્-મિન્હુમ્ ઝહ્રતલ્ હયાતિદ્-દુનિયા. લિ-નફ્નિતહુમ્ ફીહિ.** (કુર્આન, ૨૦:૧૩૦-૧૩૧)
અને હે પયગંબર ! જે વાતો આ લોકો બનાવે છે, તેના પર ધૈર્યથી કામ લો અને પોતાના પ્રભુની પ્રશંસા સાથે તેના ગુણગાન

કરો, સૂર્યોદયથી પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં, અને રાત્રિની પળોમાં પણ તેનો મહિમાગાન કરો અને દિવસના કિનારાઓ ઉપર પણ, કદાચ તમે ખુશ થઈ જાઓ; અને આંખ ઉઠાવીને પણ ન જુઓ દુનિયાના જીવનના તે ઠાઠમાઠને, જે અમે આમાંથી વિભિન્ન પ્રકારના લોકોને આપી રાખ્યો છે. તે તો અમે તેમની પરીક્ષા માટે આપ્યો છે.

- **वयं देंवानां समतौ स्याम** (અથર્વવેદ, ૬:૪૭:૨)
હે ઈશ્વર ! અમને સદાચારીઓનો સંગ પ્રદાન કર.

- **વ અદ્ખિલ્ની બિ-રહ્મતિક ફી ઈબાદિકસ્-સાલિહીન્.** (કુર્આન, ૨૭:૧૯)
(હે માલિક !) પોતાની કૃપા વડે મને પોતાના સદાચારી બંદાઓમાં સામેલ કર.

- **नय सुपथा राय अस्मान** (ઋગ્વેદ, ૪૦:૧૬)
હે ઈશ્વર ! અમારી મુક્તિ અને કલ્યાણ માટે સન્માર્ગ ઉપર લઈ જા.

- **ઈહ્દિનસ્-સિરાતલ્ મુસ્તકીમ્.** (કુર્આન, ૧:૫)
અમને સન્માર્ગ ઉપર ચલાવ.

- **इन्द्र ऋतुं न आ भर** (અથર્વવેદ, ૧૮:૩:૬૭)
હે ઈશ્વર ! તું અમને તત્ત્વદર્શિતાથી ભરી દે.
- **सं श्रुतेन गमेमहि** (અથર્વવેદ, ૧:૧:૪)
હે ઈશ્વર ! તું અમને બ્રહ્મજ્ઞાનથી યુક્ત કર.

- **રબ્બિ ઝિદ્ની ઈલ્મા.** (કુર્આન, ૧૧૪)
હે માલિક ! મને જ્ઞાનમાં વૃદ્ધિ પ્રદાન કર.

- **अग्निः प्रातः सवने पात्वस्मान् वैश्वानरो विश्वशंभुः ।** (અથર્વવેદ, ૬:૪૭:૧)
સર્વે મનુષ્યોના પ્રિય, સૃષ્ટિના સર્જનહાર, સર્વેના કલ્યાણકારી હે ઈશ્વર! રક્ષા કર, જ્યારે અમે અમારી પ્રાતઃકાળની ઉપાસના કરીએ.

- **અલ્લાહુ લાઈલાહ ઈલ્લાહુ. અલ્ હય્યુલ્ કય્યુમ. લા-તઅ્ખુઝૂહૂ સિનતંવ્ વ-લા નવ્મ. લહૂ મા ફિસ્-સમાવાતિ વ-મા ફિલ્-અર્દ.** (કુર્આન, ૨:૨૫૫)
અલ્લાહ, જેના સિવાય કોઈ પૂજ્ય-પ્રભુ નથી, તે શાશ્વત સત્તા છે, સૌને સંભાળનાર અને ટકાવનાર. તેને ન ઊંઘ આવે છે અને ન તેને ઝોકું આવે છે. તેનું જ છે જે કંઈ ધરતીમાં છે અને જે કંઈ આકાશોમાં છે.
- **અકિમિસ્-સલાત લિદુલૂકિશ્-શમ્સિ ઈલા ગસકિલ્-લઈલ વ-કુર્આનલ્ ફજ્ર. ઈન્ન કુર્આનલ્ ફજ્રિ કાન મશ્હૂદા.** (કુર્આન, ૧૭:૭૮)
નમાઝ કાયમ કરો, સૂર્યના ઢળવાથી લઈને રાતના અંધારા સુધી અને ફજ્ર(સવાર)માં

કુર્આન પઢવાનું પણ આવશ્યક બનાવી લો, કેમ કે ફજ્રમાં કુર્આન સાક્ષીરૂપ હોય છે.

- **तस्य वयं हेडिसि मापि भूम सुमृडीके अस्य सुमतो स्याम् ।** (અથર્વવેદ, ૭:૨૦:૩)

  આપણે કદી તે ઈશ્વરના પ્રકોપમાં ન રહીએ, હંમેશા તેની કરુણા અને પ્રેમમાં રહીએ.

- **રબ્બના લા-તુઝિગ્ કુલૂબના બઅ્દ-ઈઝ્ હદઈતના વ-હબ્ લના મિં-લ્લદુન્ક રહમહ. ઈન્નક અન્તલ્ વહ્હાબ.** (કુર્આન, ૩:૮)

  હે માલિક ! જયારે તું અમને સન્માર્ગે લગાવી ચૂક્યો છે તો તેના પશ્ચાત અમારા હૃદયોને વિકૃતિમાં ન નાખી દેજે, અમને પોતાના પાસેથી દયાળુતા પ્રદાન કર. નિશ્ચિતપણે તું જ સાચો દાતા છે.

- **ऋत्वः समहदीनता प्रतीपं जगमा शुचे मृला सुक्षत्र मृलय ॥** (ઋગ્વેદ, ૭:૮૯:૩)

  હે સર્વશક્તિમાન ઈશ્વર ! અમે અમારી અજ્ઞાનતાને કારણે પથભ્રષ્ટ થઈએ છીએ, તું અમારા પર કૃપા કર.

- **ઈન્નલ્લાહ લા યઝ્લિમુન્-નાસ શઈઅં-વ્-વલકિન્નન્-નાસ અન્ફુસહુમ્ યઝ્લિમુન.** (કુર્આન, ૧૦:૪૪)

  અલ્લાહ તો લોકો પર સહેજ પણ અત્યાચાર નથી કરતો, પરંતુ લોકો સ્વયં પોતાના પર અત્યાચાર કરે છે.

# ઈશ્વરની ઉપાસના વિશે શ્લોકો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **भुवनस्य यस्पतिके एव नमस्यो विक्ष्वीडयः** (અથર્વવેદ, ૨:૨:૧)<br>સમસ્ત બ્રહ્માંડનો તે એક જ સ્વામી છે. બધા સર્જનો તેના સામે શીશ ઝુકાવે છે. તે જ ઉપાસનાને યોગ્ય છે. | • **રબ્બુસ્સમાવાતિ વલ્ અર્દિ વમા બઈનહુમા ફ-અ્બુદ્હુ વ-સ્તબિર્ લિ-ઈબાદતિહ. હલ્ તઅ્લમુ લહૂ સમિય્યા.** (કુર્આન, ૧૯:૬૫)<br>તે રબ છે આકાશો અને ધરતીનો અને તેનો પણ જે આકાશો અને જમીનના વચ્ચે છે. તેથી તમે તેની જ ઉપાસના કરો અને તેની ઉપાસના ઉપર દૃઢ રહો. શું તમારા જ્ઞાનમાં તેના સમાન કોઈ છે ? |
| • **य एक इ त्तमुष्टु हि कृष्टिनां विचर्षणिः ।** (ઋગ્વેદ, ૬:૪૫:૧૬)<br>માત્ર ઈશ્વર જ મનુષ્યોની સંભાળ રાખનારો છે. માત્ર તે જ સ્તુતિને લાયક છે. | • **હુવલ્લાહુ-લ્લઝી લા-ઈલાહ ઈલ્લા હૂ, આલિમુલ્ ગઈબિ વશ્-શહાદતિ, હુવર્-રહમાનુર્-રહીમ.** (કુર્આન, ૫૯:૨૨)<br>તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, પરોક્ષ અને પ્રત્યક્ષને જાણવાવાળો, તે જ પરમ્ કૃપાળુ અને પરમ્ દયાળુ છે. |
| • **नः भवत्विन्द्रं ऊती** (ઋગ્વેદ, ૧:૧૦૦:૧)<br>મહાન ઈશ્વર સ્વર્ગલોક અને પૃથ્વીનો સમ્રાટ છે. | • **કબીરુલ્ મુતઆલ** (કુર્આન, ૧૩:૯)<br>(ઈશ્વર) મહાન, દરેક સંજોગોમાં સર્વોપરી રહેનાર છે. |
| • **अध्द्रा देव महा** (અથર્વવેદ, ૨૦:૫૮:૩)<br>નિ:સંદેહ ઈશ્વર મહાન છે. | • **અલમ્ તઅ્લમ્ અન્નલ્લાહ લહૂ મુલ્કુસ્-સમાવાતિ વલ્-અર્દ. વમા લકુમ્-મિન્ દૂનિલ્લાહિ મિંવ્-વલિય્યિંવ્-વલા નસીર.** (કુર્આન, ૨:૧૦૭)<br>શું તમે જાણતા નથી કે આકાશો અને ધરતીનું રાજય અલ્લાહનું જ છે અને અલ્લાહ સિવાય ન તમારો કોઈ મિત્ર છે અને ન સહાયક ? |
| • **मही देवस्य सवितः परिष्टुतिः** (ઋગ્વેદ, ૫:૮૧:૧)<br>હે ઈશ્વર ! અમારી સહયતા કર. | • **ઈય્યાક નઅ્બુદુ વ ઈય્યાક નસ્તઈન્.** (કુર્આન, ૧:૪)<br>અમે તારી જ ઉપાસના કરીએ છીએ અને તારા જ પાસે મદદ માગીએ છીએ. |

- **वसुर्दयामान** (ઋગ્વેદ, ૩:૩૪:૧)
તમામ પ્રશંસા ઈશ્વર માટે જ છે, જે સમસ્ત સૃષ્ટિનો સૃષ્ટા છે.

- **અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, અર્-રહમાનિર્-રહીમ.** (કુર્આન, ૧:૧-૨)
પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો રબ (પ્રભુ, પાલનહાર) છે, પરમ્ કૃપાળુ અને પરમ્ દયાળુ છે.

- **महेचन त्वामद्रिवः पराशुल्क ाय देयाम । न सहस्त्राय नायुताय बज्रि वो न शताय शतामध ॥**
(ઋગ્વેદ, ૮:૧:૫)
હે સદાશક્તિમાન ઈશ્વર ! તું એટલો મુલ્યવાન છે કે હું કોઈ કીંમતે તને છોડી શકતો નથી. ન હજારો માટે, ન અબજો માટે, ન સેંકડો માટે.

- **વ-લા તકૂનૂ અવ્વલ કાફિરિમ્ બિહી. વ-લા તશ્તરૂ બિ-આયાતી સમનન્ કલીલા. વ-ઈય્યાય ફત્તકૂન. વ-લા તલ્બિસૂલ્ હક્ક બિલ્ બાતિલિ વ-તક્તુમૂલ્ હક્ક વ-અન્તુમ્ તઅ્લમૂન.**
(કુર્આન, ૨:૪૧-૪૨)
તેથી સૌપ્રથમ તમે જ તેનો ઈન્કાર કરનારા ન બનો. નજીવી કિંમતમાં મારી આયતોને વેચી ન નાખો.

- **यस्येमे हिमवन्तो महित्वा यस्य समुद्रं रसया सहाहुः। यस्येमाः प्रदिशो यस्य बाहू क स्मै देवाय हविषा विधेम ।** (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૪)
આપણે કેવી રીતે ઈશ્વર સિવાય કોઈ અન્યની ઉપાસના કરી શકીએ, જેની સ્તુતિ હિમથી ઢાંકેલા પર્વતો, નદીઓ સહિત સમુદ્રો કરે છે, અને જેનું પ્રભુત્વ સમસ્ત દિશાઓમાં છે.

- **અમ્મન્ જઅલલ્-અર્દ કરારંવ્-વ-જઅલ ખિલાલહા અન્હારંવ્-વ-જઅલ લહા રવાસિય વ-જઅલ બઈનલ્ બહ્રઈનિ હાજિઝા. અ-ઈલાહુમ્-મઅલ્લાહ, બલ્ અક્સરુહુમ્ લા યઅ્લમૂન.** (કુર્આન, ૨૭:૬૧)
તે જેણે ધરતીને રોકાવાની જગ્યા બનાવી અને તેમાં વચ્ચે-વચ્ચે નદીઓ વહાવી અને તેના માટે મજબૂત પર્વતો બનાવ્યા અને બે સમુદ્રોના વચ્ચે એક આડ ઊભી કરી દીધી. શું અલ્લાહના સાથે કોઈ અન્ય રબ (પ્રભુ, પાલનહાર) પૂજ્ય છે ? ના, તેમાંથી મોટાભાગના જાણતા નથી.

પવિત્ર વેદ અને પવિત્ર કુર્આનના હજારો એક જેવા શ્લોકો અગાઉના અને પ્રાચીન ગ્રંથોમાં મળી શકે છે, પરંતુ અમારો હેતુ તમને બધાં જ એક જેવા શ્લોકોથી પરિચિત કરાવવાનો નથી, બલ્કે કેવળ તમને એ વાતનો વિશ્વાસ અપાવવાનો છે કે બધા જ પવિત્ર ગ્રંથોમાં એક ઈશ્વરની પ્રાર્થના કરવા અને સન્માર્ગ પર ચાલવાના આદેશ આપવામાં આવેલ છે. જો કોઈ વ્યક્તિ એમ કહે છે કે કોઈ ધાર્મિક ગ્રંથમાં લોકોની હત્યા કરવા અને બગાડ અને ઉપદ્રવ ફેલાવવાના આદેશ છે, તો તે વ્યક્તિને કાં તો તે ગ્રંથનું પૂર્ણ જ્ઞાન નથી, અથવા તે વ્યક્તિ સ્વયં ઉગ્રવાદી જૂથોમાંથી છે અને સમાજમાં નફરત અને વૈમનસ્ય ફેલાવવા ચાહે છે.

વધુ માહિતી માટે અમે ૫૦ થી વધુ એક જેવા શ્લોકો આ પુસ્તકના અંતિમ પ્રકરણમાં પ્રસ્તુત કરી રહ્યા છીએ.

# પવિત્ર નરાશંસ કોણ છે ?

- નરાશંસ વિશે ચારેય વેદોમાં ભવિષ્યવાણી કરવામાં આવેલ છે, પરંતુ પાછલાં ૪૦૦૦ વર્ષ સુધી આ એક રહસ્ય રહ્યું. ૨૦મી સદી સુધી વિશ્વસનીય રીતે તેમનાં વ્યક્તિત્વ વિશે કોઈ કહી શકતું નહોતું. ૨૦મી સદીમાં જ્યારે અન્ય ધર્મો વિશે જ્ઞાન અને સાહિત્ય સરળતાથી ઉપલબ્ધ બન્યાં, અને સંસ્કૃતના વિદ્વાનોએ અન્ય ધર્મોના સાહિત્યનો અભ્યાસ કર્યો, ત્યારે જ તેઓ જગતનાં સૌથી વધુ પ્રતિષ્ઠિત ધાર્મિક વ્યક્તિત્વના ઓળખના કોયડાને સુલઝાવી શક્યા.

  જે વિદ્વાનોએ આ શોધ-કાર્ય કર્યું, તેમાં ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય (રિસર્ચ સ્કૉલર, સંસ્કૃત, પ્રયાગ યુનિવર્સિટી), ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ અને ડૉ. ધર્મવીર ઉપાધ્યાય વગેરે સામેલ છે.

- પવિત્ર વેદોમાં પવિત્ર 'નરાશંસ' અંગે વિસ્તૃત જાણકારી આ પ્રમાણે મળે છે :
- તમામ ચારેય વેદોમાં આ રહસ્યમય હસ્તીને 'નરાશંસ'ના નામથી યાદ કરવામાં આવેલ છે. ઉદાહરણાર્થ :

  **नराषंसः सुषूदतीमं यज्ञदाभ्यः। कविर्हि मधुहस्तः।**

  (ઋગ્વેદ, હિન્દી ભાષ્ય ૨૫, આર્યસમાજ પ્રકાશન)

- પવિત્ર વેદોમાં તેમના વિશે ઘણી વાતોની ભવિષ્યવાણી કરવામાં આવી છે. તેમાંથી કેટલીક આ પ્રમાણે છે.

**૧.** પવિત્ર વેદોનું કહેવું છે કે તેઓ મધુર ભાષી હશે, અથવા તેમનું ભાષણ વશીભૂત કરી દેનારું હશે. (His talk will be extremely sweet and mesmerizing).

**नराशंसः मिहप्रियम स्मिन्यज्ञ उप हये । मधुजिह्वं हविष्कृतम् ।** (ઋગ્વેદ સંહિતા, ૧:૧૩:૩)

**૨.** પવિત્ર વેદોમાં ઉલ્લેખ છે કે તેઓ ભવિષ્યનું પૂર્વાનુમાન કરશે.

**नराशंसः सुदूषूदतीमं यज्ञमदाम्यः। कविर्हि मधुहस्त्यः ।** (ઋગ્વેદ સંહિતા, ૫/૫/૨)

**૩.** પવિત્ર વેદોનું કહેવું છે કે તેમનું વ્યક્તિત્વ અનહદ ચિત્તાકર્ષક હશે.

**नराशंसः प्रति धमायात्रन तिस्त्रो दिवः प्रति मह्न स्वर्चिः।** (ઋગ્વેદ સંહિતા, ૨/૩/૨)

**૪.** પવિત્ર વેદોનું કહેવું છે કે નરાશંસ મનુષ્યોના પાપોને ધોઈ નાખશે.

**नराशंसः वाजिनं वायजयन्निह क्षयद्वीरं पूषणं सुम्नैरीमहे ।**
**रथं न दुर्गाद् वसवः सुदानवो विश्वास्मान्नो अहंसो निष्पिपर्तन ॥** (ઋગ્વેદ, ૧/૧૦૬/૪)

**૫.** પવિત્ર વેદોમાં ઉલ્લેખ છે કે પવિત્ર નરાશંસ ઊંટની સવારી કરશે. તેમની ૧૨ પત્નીઓ હશે.

**उष्ट्रा यस्य प्रवाहिणो वधूमन्तो द्विर्दश ।**
**वर्ष्मा रथस्य नि जिहीडते दिव ईषमाण उपस्पृशः।**
(અથર્વેદ, કુન્તાપ સુક્ત : ૨૦/૧૨૭/૨)

**૬.** પવિત્ર વેદોનું કહેવું છે કે પવિત્ર નરાશંસની લોકોદરેક યુગમાં પ્રશંસા કરશે.

**इदं जना उप श्रुत नराशंसः स्तविष्यते ।**
(અથર્વેદ, હિંદી ભાષ્ય ૧૪૦૧)

**૭.** પવિત્ર વેદોએ ભવિષ્યવાણી કરી છે કે ઈશ્વર પવિત્ર નરાશંસને નીચે પ્રમાણેની વસ્તુઓ આપશે.

(૧) ૧૦હાર (૨) ૧૦૦સોનાના સિક્કા (૩) ૩૦૦ ઘોડા (૪) ૧૦૦૦૦ ગાયો

**एश इशाय मामहे शतं निष्कानू दश स्रजः। त्रीणि शतान्यर्वतां सहस्रादश गोनामू॥**

(અથર્વેદ, ૨૦/૧૨૭/૩)

૮. પવિત્ર વેદોનું કહેવું છે કે ઈશ્વર પવિત્ર નરાશંસને ૬૦,૦૯૦ શત્રુઓથી બચાવશે.

**अनस्वन्ता सतपतिर्मामहे मे गावा चेतिष्ठो असुरो मघानः। त्रैवृष्णों अग्ने दशभिः सहस्रैर्वैश्वानरः त्र्यरूणाश्चिकेत ॥** (ઋગ્વેદ મ.૫, સૂ.૨૭, મંત્ર ૧)

- પાછલાં ૪૦૦૦ વર્ષથી લોકો, ઉલ્લેખિત તથ્યો અને આંકડાઓથી કોઈ ઐતિહાસિક વ્યક્તિત્વ, દેવતા કે અવતારથી મેળ બેસાડવામાં અસમર્થ હતા.
- વર્તમાન યુગમાં જયારે વિદ્વાનોએ અન્ય ધર્મોનો અભ્યાસ કર્યો, ત્યારે તેમને ખબર પડી કે ઇસ્લામના હઝરત મુહમ્મદ સલ્લ. જ તે પવિત્ર નરાશંસ છે, જેમની ૪૦૦૦ વર્ષ પૂર્વે પવિત્ર વેદોમાં ભવિષયવાણી કરવામાં આવી હતી.
- પવિત્ર વેદોમાં કરવામાં આવેલ પવિત્રનરાશંસ વિશે ભવિષ્યવાણી હઝરત મુહમ્મદ સલ્લ.થી આ પ્રમાણે મળતી આવે છે.

'નરાશંસ' બે શબ્દોનું સંમિશ્રિત છે, 'નર' અને 'આશંસ'. 'નર'નો અર્થ છે 'મનુષ્ય' અને 'આશંસ'નો અર્થ છે 'જેની પ્રશંસા કરવામાં આવે.' મહાન સ્કૉલર સાયન, જેમણે પવિત્ર વેદોની સમજૂતી લખી છે, કહે છે કે 'નરાશંસ'નો અર્થ છે 'જેમની મનુષ્યો પ્રશંસા કરે'. સંસ્કૃતમાં તેને કહીશું :

**नराशंसः यो नरैः प्रयशस्यते।**

(સાયણ ભાષ્ય, ઋગ્વેદસંહિતા, ૫/૫/૨)

શ્રી દયાનંદ સરસ્વતી પણ આ અર્થને સાચો માને છે. (ઋગ્વેદ, પૃ.૨૫, હિન્દી, આર્ય સમાજપ્રકાશન)

- ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય કહે છે :— 'નર' શબ્દ માત્ર મનુષ્ય માટે પ્રયુક્ત થાય છે. આ શબ્દ 'દેવતા' માટે ક્યારેય પ્રયુક્ત થયો નથી. તેથી પવિત્ર 'નરાશંસ'ને દેવતા માની શકાય નહીં. તેથી પવિત્ર નરાશંસ મનુષ્ય જ છે.

અરબી ભાષામાં 'હમ્દ'નો અર્થ 'પ્રશંસા' અને 'મુહમ્મદ'નો અર્થ છે 'જેની પ્રશંસા કરવામાં આવે'. આમ, અરબી ભાષામાં મુહમ્મદનો અર્થ એ જ થાય છે, જે સંસ્કૃતમાં 'નરાશંસ'નો થાય છે.

૧. વેદોની પ્રથમ પ્રથમ ભવિષ્યવાણી કહે છે કે 'પવિત્ર નરાશંસ'મધુર ભાષી હશે, અથવા તેમની વાતચીત ખૂબ મૃદુ હશે.

ઇતિહાસકારો કહે છે કે હઝરત મુહમ્મદ સલ્લ.ની વાતચીતનો લહેજો ખૂબ મધુર અને મૃદુ હતો. વધુ માહિતી માટે નિમ્ન લિખિત પુસ્તકોનું અધ્યયન કરો.

a. 'Life of Muhammad' by Sir William Muir. (Published by : Smith Elder and Co., London)
b. 'Introduction to the Speeches of Muhammad' by Lane Poole (Published by : MacMillan & Co., London)

દિવ્ય ગ્રંથ કુર્આન પણ આ જ વાતની પુષ્ટિ નિમ્નલિખિત આયતમાં કરે છે :

''(તમે તો પોતાની દયાળુતાથી તેમને ક્ષમા કરી દીધા) તો અલ્લાહ તરફથી જ આ મોટી કૃપા છે, જેના કારણે તમે તેમના માટે ઘણાં વિનમ્ર રહ્યા છો, જો તમે સ્વભાવના કઠોર

અને પાષાણ-હૃદયી હોત તો આ સૌ તમારા પાસેથી વિખેરાઈ જતા.''

(પવિત્ર કુર્આન, ૩:૧૫૯)

૨. પવિત્ર વેદોમાં ઉલ્લેખ છે કે પવિત્ર નરાશંસ ભવિષ્યવાણી કરશે.

પયગંબર હોવાને કારણે ઈશ-સંદેષ્ટા જિબ્રઈલ નિયમિત અને સતત હઝરત મુહમ્મદ (સલ્લ.) પાસે આવતા હતા. દિવ્ય કુર્આનના પ્રત્યક્ષ અવતરણ દ્વારા કે પછી ઈશદૂત જિબ્રઈલના માધ્યમથી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને સમયે-સમયે ભવિષ્યની જાણકારી મળતી રહેતી હતી, જેને હઝરત મુહમ્મદ સલ્લ. લોકો સુધી પહોંચાડી દેતા હતા.

ઈરાનીઓ પર રોમનોના વિજયની ભવિષ્યવાણી તેમની પ્રસિદ્ધ ભવિષ્ય-વાણીઓમાંથી એક છે. ઈસ્વીસન ૬૪૮માં રોમનોએ પોતાના પરાજય પછી ઈસ્વીસન ૬૫૭માં ઈરાનીઓને નેનૂવાના મુકામે પરાજય આપ્યો. આ રીતે હઝરત મુહમ્મદ સલ્લ.ની ભવિષ્યવાણી સાચી સાબિત થઈ.

૩. પવિત્ર વેદોમાં ત્રીજો ઉલ્લેખ છે કે પવિત્ર નરાશંસનું વ્યક્તિત્વ ખૂબ ચિત્તાકર્ષક હશે.

આ એક ઐતિહાસિક હકીકત છે કે હઝરત મુહમ્મદ સલ્લ.નું વ્યક્તિત્વ અત્યંત મનમોહક હતું. ન કેવળ હઝરત મુહમ્મદ સલ્લ., બલ્કે તમામ પયગંબરો અને અવતારો મનમોહક વ્યક્તિત્વના સ્વામી હતા. પ્રતિષ્ઠિત પરિવારોથી સંબંધ ધરાવતા હતા. ઉત્તમ નૈતિકતા, ધૈર્યવાન અને દીર્ઘદષ્ટા હતા. જેથી ઈશ્વરને ન માનવાવાળા લોકો પયગંબર વિશે વ્યક્તિગત સ્તરે આક્ષેપ કે બદનામ કરી શકતા નહોતા. શ્રીકૃષ્ણ અને શ્રીરામ વિશે કહેવામાં આવે છે કે તેઓ પણ ખૂબ જ ચિત્તાકર્ષક વ્યક્તિત્વવાળા હતા. શ્રીરામને 'આદર્શ પુરુષ' (અર્થાત્ પુરુષોત્તમ) માનવામાં આવે છે.

૪. પવિત્ર વેદોનો ચોથો ઉલ્લેખ છે કે પવિત્ર નરાશંસ મનુષ્યોને તેમના પાપોથી મુક્ત કરશે.

પયગંબરોનું મૂળ કર્તવ્ય છે કે મનુષ્યોને પાપોથી મુક્ત કરે, અને આવું હઝરત મુહમ્મદ સલ્લ.એ કર્યું પણ ખરું.

દિવ્ય કુર્આનમાં ઈશ્વર કહે છે કે :

''અમે તમને સમગ્ર સંસાર માટે સર્વથા દયા (Blessing for Mankind) બનાવીને મોકલ્યા છે.'' (કુર્આન, ૨૧:૧૦૭)

આનો અર્થ એ છે કે તેમને એટલા માટે મોકલવામાં આવ્યા, જેથી માનવજાતિ મોક્ષ પ્રાપ્ત કરી શકે.

૫. પવિત્ર વેદોમાં પાંચમો ઉલ્લેખ એ છે કે નરાશંસની ૧૨ પત્નીઓ હશે.

આ ઉલ્લેખ કેવળ હઝરત મુહમ્મદ સલ્લ. માટે જ સાચો છે, કેમ કે કોઈપણ ધર્મના કોઈપણ ધર્મગુરુની ૧૨ પત્નીઓ નહોતી.

૧૨ પત્નીઓના નામ નીચે મુજબ છે :

(૧) હઝરત ખદીજા રદિ. (૨) હઝરત સૌદા રદિ.
(૩) હઝરત આઇશા રદિ. (૪) હઝરત હફસા રદિ.
(૫) હઝરત ઉમ્મે સલ્મા રદિ.
(૬) હઝરત ઉમ્મે હબીબા રદિ.
(૭) હઝરત ઝૈનબ બિન્તે જહશ રદિ.
(૮) હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમા રદિ.
(૯) હઝરત જુવૈરિયહ રદિ. (૧૦) હઝરત સફિયા રદિ.
(૧૧) હઝરત રૈહાના રદિ. (૧૨) હઝરત મૈમૂના રદિ.

૬. પવિત્ર વેદોમાં છઠ્ઠો ઉલ્લેખ છે કે નરાશંસ ઊંટ પર સવારી કરશે.

હઝરત મુહમ્મદ સલ્લ. મક્કા/મદીનામાં રહેતા હતા, જેના ચોતરફ રણ છે. રણમાં સવારી માટે ઊંટ જ સર્વોત્તમ સવારી છે, તેથી હઝરત મુહમ્મદ સલ્લ.એ પણ ઊંટ પર જ મુસાફરી કરી.

બ્રાહ્મણને ઊંટ પર સવારી કરવાની પરવાનગી નથી. તે જોતાં આનાથી એ પણ ખબર પડે છે કે પવિત્ર નરાશંસ બ્રાહ્મણ નહોતા અને ન તો ભારતવાસી હતા. (પ્રાચીન કાળમાં રાજસ્થાન રણપ્રદેશ નહોતો.)

૭. પવિત્ર વેદોમાં સાતમો ઉલ્લેખ છે કે પવિત્ર નરાશંસની લોકો પ્રશંસા કરશે.

માઇકલ ડબલ્યૂ. એચ. હાર્ટ દ્વારા લિખિત પુસ્તક 'The 100 most influencial persons in history' માં લેખકે હઝરત મુહમ્મદ સલ્લ.ને પ્રથમ સ્થાન આપ્યું છે. અર્થાત્ એવું એક ઐતિહાસિક વ્યક્તિત્વ, જેનાથી દુનિયા સૌથી વધુ પ્રભાવિત થઈ, તે હઝરત મુહમ્મદ સલ્લ. જ છે.

અઝાન (મસ્જિદોમાં નમાઝ માટે બોલાવવા માટે આપવામાં આવતી પોકાર)માં મુસલમાનો, દિવસમાં પાંચ વખત, આખી દુનિયામાં લાઉડ-સ્પીકર પર બુલંદ અવાજમાં હઝરત મુહમ્મદ સલ્લ.નું નામ લે છે. જેમ-જેમ સમય એક સ્થળેથી બીજા સ્થળે ક્રમે-ક્રમે બદલાય છે, પ્રત્યેક મિનિટે અને દરેક સેકંડે તેમનું નામ પોકારવામાં આવે છે. તેથી માનવવંશમાં હઝરત મુહમ્મદ સલ્લ. જ સર્વાધિક પ્રશંસનીય વ્યક્તિ છે.

૮. પવિત્ર વેદોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે કે ઈશ્વર નરાશંસને નિમ્ન લિખિત વસ્તુઓ પ્રદાન કરશે.

(૧) ૧૦ ફૂલમાળાઓ,
(૨) ૧૦૦ સોનાના સિક્કા,
(૩) ૩૦૦ ઘોડા, અને
(૪) ૧૦૦૦૦ ગાય.

પાછલા ૪૦૦૦ વર્ષથી વેદોની આ ભવિષ્યવાણી વિદ્વાનો માટે એક કોયડો બની રહી. બધા તેને સમજવામાં અસમર્થ હતા. હઝરત મુહમ્મદ સલ્લ. પર ધ્યાન કેન્દ્રિત કરવાથી તેનો ઉકેલ આ પ્રમાણે મળ્યો.

- હઝરત મુહમ્મદ સલ્લ.ના ૧૦ સમર્પિત અનુયાયીઓ હતા, જેમને 'અશ્રા મુબશ્શરા'કહેવામાં આવે છે. અરબી ભાષામાં 'અશ્રા'નો અર્થ ૧૦ અને 'મુબશ્શરા'નો અર્થ છે, જેમને શુભ-સૂચના આપવામાં આવી.

**આ ભાગ્યશાળી લોકોના નામ આ પ્રમાણે છે.**

(૧) હઝરત અબૂબક્ર રદિ.
(૨) હઝરત ઉમર ફારૂક રદિ.
(૩) હઝરત ઉસ્માન રદિ.
(૪) હઝરત અલી રદિ.
(૫) હઝરત તલ્હા રદિ.
(૬) હઝરત સઅદ બિન વક્કાસ રદિ.
(૭) હઝરત સઈદ બિન ઝૈદ રદિ.
(૮) હઝરત અબ્દુર્-રહમાન બિન ઔફ રદિ.
(૯) હઝરત અબૂ ઉબૈદહ બિન ઝર્રાહ રદિ.
(૧૦) હઝરત ઝુબૈર રદિ.

આ દસ વ્યક્તિઓ હઝરત મુહમ્મદ સલ્લ. ના અત્યંત સમર્પિત અનુયાયીઓ હતા અને તેમના ઉપર પ્રાણ ન્યોછાવર કરવા ઉત્સુક

રહેતા હતા અને હંમેશા તેમના પાસે રહેવાની કોશિશ કરતા હતા. તેથી તેમની તુલના દસ ફૂલમાળાઓથી કરવામાં આવી.

- હઝરત મુહમ્મદ સલ્લ.ના લગભગ ૧૦૦ અનુયાયીઓ એવા હતા, જેમણે પોતાનું બધું જ ત્યાગી દીધું હતું; પોતાનો દેશ, પોતાનો પરિવાર, પોતાનો વેપાર-ધંધો વગેરે; અને પયગંબરસાહેબની મસ્જિદના પાસે રહેવાનું શરૂ કર્યું. તેમને 'અસ્હાબે સુફ્ફા' (ચબુતરાવાળા) કહેવામાં આવે છે.

  આ ૧૦૦ લોકોએ ઇસ્લામનું શિક્ષણ મેળવવા અને બીજાઓને શિખવવા માટે પોતાનું જીવન સમર્પિત કરી દીધું. ઇસ્લામની શિક્ષાઓના પ્રચાર-પ્રસારમાં તેમની સેવાઓનું ખૂબ મહત્ત્વ છે, તેથી તેમની તુલના 'સોનાના સિક્કા'થી કરવામાં આવી.

- આરંભમાં મક્કાના લોકોએ ઇસ્લામ અને મુસલમાનોને વ્યક્તિગત રીતે ખતમ કરવાનો પ્રયાસ કર્યો. તેથી હઝરત મુહમ્મદ સલ્લ. મદીના નામના એક સુરક્ષિત સ્થળે હિજરત કરી ગયા, અને ત્યાંથી અલ્લાહના સંદેશને ફેલાવવાનું કર્તવ્ય નિભાવતા રહ્યા. આ સમયે ઇસ્લામ અને મુસલમાનોને ખતમ કરી નાખવા માટે મક્કાના લગભગ એક હજાર સૈનિકોએ મદીના ઉપર આક્રમણ કર્યું. પોતાની પ્રતિરક્ષા માટે હઝરત મુહમ્મદ સલ્લ. અને તેમના ૩૧૩ અનુયાયીઓએ ૧૦૦૦ હુમલાખોરોનો સામનો કર્યો અને તેમને પરાજય આપ્યો. આ ૩૧૩ લોકોના સાહસ અને બહાદુરીને જોતાં તેમની તુલના ઘોડાઓથી કરવામાં આવી છે, જેને હિંમત અને બહાદુરીનું પ્રતીક માનવામાં આવે છે. તેથી વેદોના ઉલ્લેખમાં તેમને ૩૦૦ ઘોડાની ઉપમા આપવામાં આવ્યા છે.

- હઝરત મુહમ્મદ સલ્લ.ના મક્કાથી મદીના હિજરતના આઠ વર્ષ પછી, જ્યારે મક્કાના લોકોએ હઝરત મુહમ્મદ સલ્લ.ની સાથે કરેલ પોતાના શાંતિ-કરારનું ઉલ્લંઘન કર્યું, તો હઝરત મુહમ્મદ સલ્લ.એ પોતાના ૧૦૦૦૦ અનુયાયીઓને એકઠા કર્યા અને મક્કા તરફ કૂચ કરી. કોઈ પણ પ્રકારની લડાઈ અને રક્તપાત વિના તેમણે મક્કાને જીતી લીધું. આ ૧૦૦૦૦ લડવૈયાઓએ કદી પણ કોઈ માણસને નુકસાન નથી પહોંચાડ્યું, જે પ્રમાણે ગાય કોઈને નુકસાન પહોંચાડતી નથી. તેથી વેદોમાં તેમનો ઉલ્લેખ ગાયોના રૂપે કરવામાં આવ્યો છે.

- પયગંબર કેવળ સદુપદેશ જ આપી શકતા હતા, તેઓ ઇસ્લામની શિક્ષાઓને સમજવા અને તેના પર નિયમિત રૂપે અનુસરણ કરવા માટે કોઈને બુદ્ધિ અને સમજ નહોતા આપી શકતા, પરંતુ ઈશ્વર આવું કરી શકે છે. તેથી જે પણ કાર્યો ૧૦ 'અશ્રા મુબશ્શરા', ૧૦૦ અસ્હાબે સુફ્ફા, ૩૧૩ રક્ષકો અને ૧૦૦૦૦ અનુયાયીઓએ કર્યું તે બધું ઈશ્વરે પ્રદાન કરેલ બુદ્ધિ અને સમજદારીની દેણ હતું. તેથી આપણે એમ કહી શકીએ છીએ કે ઈશ્વરે તેમને ઉપહારના રૂપમાં હઝરત મુહમ્મદ સલ્લ. અથવા પવિત્ર નરાશંસ આપ્યા.

૯. પવિત્ર વેદોમાં ઉલ્લેખ છે કે ઈશ્વર પવિત્ર નરાશંસને ૬૦૦૯૦ શત્રુઓથી બચાવશે.

જ્યારે મક્કાના લોકો ઈસ્લામના પ્રસારને રોકવામાં અસફળ રહ્યા, તો તેમણે હઝરત મુહમ્મદ સલ્લ.ની હત્યા કરવાની યોજના બનાવી. એક રાત્રે ચાલીસ પરિવારોના ચાલીસ યોદ્ધાઓએ હઝરત મુહમ્મદ સલ્લ.ના ઘરને ઘેરી લીધું, જેથી સવારે જ્યારે તેઓ ઘરમાંથી બહાર નીકળે, તો તેઓ તેમને મારી નાખી શકે.

તે રાત્રે હઝરત મુહમ્મદ સલ્લ. ઘરથી બહાર નીકળ્યા, પણ શત્રુઓ તેમને જોઈ ન શક્યા. હઝરત મુહમ્મદ સલ્લ. તેમના વચ્ચે થઈને નીકળ્યા અને મદીના હિજરત કરી ગયા.

તે વખતે મક્કાની વસ્તી આશરે ૬૦૦૦૦ હતી અને તે બધા હઝરત મુહમ્મદ સલ્લ.ના શત્રુઓ હતા. આ એક ચમત્કાર જ હતો કે હઝરત મુહમ્મદ સલ્લ. પોતાના શત્રુઓના વચ્ચેથી નીકળીને સુરક્ષિત મદીના પહોંચી ગયા. તેથી ઈશ્વરે કહ્યું કે તે પવિત્ર નરાશંસને ૬૦૦૯૦ શત્રુઓથી બચાવશે.

- ઉપર આપવામાં આવેલ આંકડાઓ અને તથ્યોને જોતાં ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય, ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ, પંડિત ધર્મવીર ઉપાધ્યાય તથા અન્ય ઘણાં વિદ્વાનો એ વાતથી સંમત છે કે પવિત્ર નરાશંસ અને હઝરત મુહમ્મદ સલ્લ. એક જ છે.

- નરાશંસ, કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ. વિશે વિસ્તૃત માહિતી માટે નિમ્ન લિખિત પુસ્તકોનો અભ્યાસ કરવા વિનંતી છે.

1. Kalki Avtar and Hazrat Muhammad (PBUH)
   by Dr. Ved Prakash Upadhyay
   Publisher : Jamhoor Book Depot, Deoband, (U.P.) PIN : 247554
2. Narashansa aur Antim Rishi
   by Dr. Ved Prakash Upadhyay
   Publisher : Jamhoor Book Depot, Deoband, (U.P.) PIN : 247554
3. Muhammad (PBUH) aur Bhartiya Dharm Granth
   by Dr. M. A. Shri Vastav
   Publisher : Madhur Sandesh Sangam, E-20, Abul Fazl Enclave, Jamia Nagar, New Delhi-110025
   E-mail : madhursandeshsangam@yahoo.com
4. Muhammad (PBUH) in the World Scriptures
   by A. H. Vidyarthi
   Publisher : Adam Publishers & Distributors, 1542, Pataudi House, Darya Ganj, New Delhi-110002.
   www.adambooks.com

# પવિત્ર કલ્કિ અવતાર કોણ છે ?

### કલ્કિ અવતાર ખરેખર કોણ છે ?

- પવિત્ર પુરાણ અનુસાર કુલ ૨૪ અવતાર છે. તેમાંથી ગૌતમ બુદ્ધ ૨૩ મા અવતાર છે. ભાગવત પુરાણ અનુસાર ૨૪ મા અવતારનું નામ 'કલ્કિ' હશે.
- ગૌતમ બુદ્ધે પોતાના શિષ્ય 'નંદા'થી કહ્યું, ''હે નંદા ! ન હું પ્રથમ બુદ્ધ છું અને ન અંતિમ. મારા પછી એક વધુ બુદ્ધ આવશે. તેનું નામ 'મૈત્રેય' હશે.''

  (Gospel of Buddha by Carus, p. 217)
- સ્વામી વિવેકાનંદ, ગુરુ નાનકજી તથા હિંદુ ધર્મના અનેક મહાન વિદ્વાનો, જેમ કે પંડિત સુંદરલાલ, શ્રી બલરામ સિંઘ પરિહાર, ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય, ડૉ. રમેશપ્રસાદ ગર્ગ, પંડિત દુર્ગાશંકર સત્યાર્થી, શ્રી કિશોરીલાલ ભગત વગેરે એવું માને છે કે અવતારનો અર્થ એ નથી કે ઈશ્વર સ્વયં પૃથ્વી પર જન્મ લેશે. અવતારનો અર્થ છે, ઈશ્વરનો પ્રતિનિધિ (Representative), ઈશ્વરનો સંદેશવાહક અથવા પયગંબર

  (Hazrat Muhammad Aur Bhartiya Dharma Granth, By Dr. M. A. Shrivastava)

### અવતાર શા માટે આવે છે ?

- **यदा यदा ही धर्मस्य ग्लानिर्भवति भारत ।**
  **अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृज्याम्यहम् ॥ (गीता)**

  ગીતા અનુસાર જ્યારે પાપી લોકોનું સમાજ પર પ્રભુત્વ થઈ જાય છે અને દુનિયામાં અરાજકતા ફેલાઈ જાય છે, ત્યારે અવતાર આવીને પાપી શક્તિઓનો નાશ કરે છે, અને દુનિયામાં પુનઃ શાંતિ અને ભાઈચારો સ્થાપિત કરે છે, ભક્તોની પ્રતિષ્ઠાને બહાલ કરે છે.

### અંતિમ અવતાર કયા યુગમાં આવશે ?

- Usborne દ્વારા રચિત 'Encyclopeadia of World History' અનુસાર પૃથ્વીનું આયુષ્ય ૪૫૫ કરોડ વર્ષ છે.
- હિંદુ ધર્મ અનુસાર કાળને ચાર યુગોમાં વહેંચવામાં આવેલ છે.
- પ્રથમ યુગ સતયુગ છે, તેને કૃતયુગ પણ કહે છે. આ ૧૭ લાખ ૨૮ હજાર વર્ષ લાંબો છે.
- બીજો યુગ ત્રેતાયુગ છે. આ ૧૨ લાખ ૯૬ હજાર વર્ષ લાંબો છે.
- ત્રીજો યુગ દ્વાપરયુગ છે. આ ૮ લાખ ૬૪ હજાર વર્ષ લાંબો છે.
- અંતિમ યુગ કળિયુગ છે. આ ૪ લાખ ૩૬ હજાર વર્ષ લાંબો છે.
- વર્તમાન યુગ કળિયુગ છે, જેના ૫૧૦૦ વર્ષ વિતી ચૂક્યા છે.
- **इत्थ कलौ गतप्राये जनेषु खर धर्मणि - १**
  **धर्म त्राणाय सत्वेन भगवानवतरिष्यति - २**

  અંતિમ અવતાર, જેમનું નામ 'કલ્કિ અવતાર' છે, તે 'કળિયુગ'માં જન્મ લેશે.

  (ભાગવત્ પુરાણ, ૧૨:૨:૨૭)

### 'કલ્કિ અવતાર' કયા વર્ષે જન્મ લેશે ?

- **पणछस्सयं वस्सपण मासजंद गमिय वीर णिवुइ दो**
  **सगराजो सो कल्कि चतुणवतिय महिप सगमासं**

  (ત્રિલોકસાગર,પૃ.૩૨)

  જૈન ધર્મના 'ત્રિલોક સાગર ગ્રંથ' (લેખક શ્રી નેમીચંદ્ર) અનુસાર મહાવીર સ્વામીના

મૃત્યુના ૬૦૫ વર્ષ અને ૫ મહિના પછી પછી 'કલ્કિ અવતાર'નો જન્મ થયો.

- ઉત્તર પુરાણ અનુસાર મહાવીર સ્વામીના મૃત્યુના ૧૦૦૦ વર્ષ પછી કલ્કિ અવતારે જન્મ લીધો. (Ganbhadra Antiquary, Vol. x UP, 143)
- મહાવીર સ્વામીનું મૃત્યુ આશરે ૫૦૦ ઇ. સ. પૂર્વે થયું હતું. તે જોતાં કલ્કિ અવતારની જન્મતિથિ આશરે ઇ.સ. ૫૦૦ છે.

## કલ્કિ અવતાર કયા દિવસે જન્મશે ?

- **द्वादश्यां शुक्ल पक्षरस्य माधवे माधवमः-१**
  **जातो दद्दशुतुः पुत्रं पित्रौहृष्टमानसौ-२**

(કલ્કિ પુરાણ, ૨:૧૫)

કલ્કિ અવતારનો જન્મ મધુ મહિનાની ૧૨ તારીખે અર્થાત્ ૧૪મીની રાત્રિથી બે દિવસ પહેલા થશે.

## કલ્કિ અવતાર ક્યાં જન્મશે ?

- **शम्भले विष्णुयशसो गृहे प्रादुर्भविष्याम्यहम् ।**

(કલ્કિ પુરાણ, ૨:૪)

કલ્કિ અવતારનો જન્મ 'સંભલ ગ્રામ'માં થશે.

## કલ્કિ અવતારનો સંબંધ કયા પરિવારથી હશે ?

- **शम्भल ग्राम मुख्यस्य ब्राह्मणस्य महात्मनः-१**
  **भवने विष्णुयशसः कल्कि प्रादुर्भाविष्यति-२**

(કલ્કિ પુરાણ, ૧૨:૧૮૨)

કલ્કિ અવતારનો જન્મ મુખ્ય પુરોહિતના ઘરમાં થશે. તેના પિતાનું નામ 'વિષ્ણુયશ' હશે.

- **सुमत्या विष्णुयशसा गर्भधत्त वैष्णवम् ।**

(કલ્કિ પુરાણ, ૨:૪ અને ૨:૧૧)

કલ્કિ અવતારની માતાનું નામ 'સુમતિ' હશે.

## કલ્કિ અવતારની વિશેષતાઓ શું હશે ?

- **अश्वमाशुगमारूह्य देव दत्तं जगगत्पतिः - १**
  **असिनासाधु दमनमष्टैश्वर्य गुणान्वितः -२**

(ભાગવત્ પુરાણ, ૧૨, સ્કંધ ૨:૧૯)

ભાગવત પુરાણ અનુસાર આઠ ગુણોથી સજાવીને દેવદૂતોએ (Angels) તેને એક તીવ્ર ઝડપવાળા અશ્વ અને એક તલવાર તેના હાથમાં આપી, જેથી તે દુનિયાની રક્ષા તમામ દુર્જનોથી કરી શકે.

- ભાગવત પુરાણ અનુસાર કલ્કિ અવતાર અંતિમ અવતાર હશે. (ભાગવત પુરાણ, ૧:૩:૨૪)
- કલ્કિ પુરાણ અનુસાર પરશુરામ એક પહાડ પર કલ્કિ અવતારને શિક્ષા આપશે.
- કલ્કિ પુરાણ અનુસાર કલ્કિ અવતાર ઉત્તર દિશા તરફ જશે અને પછી પરત આવશે.
- કલ્કિ પુરાણ (૨:૫) અનુસાર કલ્કિ અવતારના ચાર સાથીઓ હશે, જે શેતાનોને કાબૂમાં કરવામાં કલ્કિ અવતારની મદદ કરશે.
  **चतुर्भिभ्रातृभिर्देव क रिष्यामि क लिक्षयम् ।**

(કલ્કિ પુરાણ, ૨:૫)

- કલ્કિ પુરાણ (૨:૭) કહે છે કે કલ્કિ અવતારની દેવદૂતો દ્વારા સહાય કરવામાં આવશે.
- ભાગવત પુરાણનું કહેવું છે કે કલ્કિ અવતાર સૌથી સુંદર વ્યક્તિત્વનો સ્વામી હશે.
  **विचरन्नाशुना क्षोण्यां हयेनाप्रतिमद्युतिः-१**
  **नृपालिंगप्तछदो दस्युन् कोटिशोनिहनिष्यातिः-२**

(ભાગવત્ પુરાણ ૧૨, સ્કંધ ૨, ૧:૨૦)

- **अथतेषा भाविष्यन्ति मनांसि विशदानिवै ।**
  **वसुदेवांगरागति पुण्यगंधा निलस्पृशाम ॥**
  (ભાગવત પુરાણ, ૧૨:૨:૨૧)

  ભાગવત પુરાણનું કહેવું છે કે કલ્કિ અવતારનું શરીર સુગંધિત હશે અને તેના આસપાસની હવા સુગંધિત થઈ જશે.

- **अष्टा गुणाः पुरूषं दीप्यन्ति**
  **प्रज्ञा च कौल्यं च दमः श्रुत च**
  **पराक्रमशू चं बहुभाषिता च**
  **दानं यथा शक्ति बृतज्ञता च ॥**
  (ભાગવત પુરાણ, ૧૨:૨)

  ભાગવત પુરાણમાં એવો ઉલ્લેખ છે કે કલ્કિ અવતારમાં નીચે મુજબની આઠ વિશેષ ખૂબીઓ હશે : જ્ઞાન (Knowledge), પ્રતિષ્ઠિત વંશ (Honoured Family), આત્મ-સંયમ (Self Control), દિવ્ય જ્ઞાન (Divine Knowledge), બહાદુરી (Braveness), સંયમી ભાષણ (Balanced Speech), ઉચ્ચ દાનશીલતા (Extreme Charity) અને પરોપકારની ભાવના (Great Obliged). કલ્કિ અવતાર વૈદિક ધર્મની સ્થાપના કરશે.

  હવે જ્યારે કે આપણને કલ્કિ અવતાર વિશે ઘણી જાણકારી છે, તો આવો, આપણે એ જોઈએ કે તેમનું આગમન ક્યારે થશે કે પછી તેઓ આવીને ચાલ્યા ગયા.

### વિશ્લેષણ (Analysis) :

- જ્યારે અમેરિકાએ અફઘાનિસ્તાન ઉપર B-12 બોમ્બર વિમાનોથી આક્રમણ કર્યું હતું, તો તેઓ અફઘાનિસ્તાનની ધરતી ઉપર ઉતર્યા વિના પુનઃ અમેરિકા પરત ફરી ગયા હતા. અમેરિકાએ પાકિસ્તાનમાં ઘણી વખત સફળતાપૂર્વક તાલિબાનના છૂપા અડ્ડાઓ પર માનવ-રહિત સેટેલાઇટ મિઝાઇલ (Sattelite Guided Missiles) દ્વારા હુમલો કર્યો હતો.

  આમ, હવે આપણે એ યુગમાં છીએ, જેમાં એક વ્યક્તિ ખૂબ ઓછા સમયમાં ધરતીના બીજા ભાગમાં આક્રમણ કરીને ક્યાંય રોકાયા વિના પાછો આવી શકે છે અને માનવ-રહિત સેટેલાઇટ ગાઈડેડ મિઝાઇલ ૩૦૦૦ કિ.મી. દૂરથી સટીક રીતે દુશ્મનના અડ્ડાઓ પર ઝીંકી શકાય છે.

  સંશોધન અને પ્રગતિ એટલી ઝડપી છે કે થોડાંક સમય પછી લોકો આકાશમાં સેટેલાઇટ પર લાગેલ લેઝર ગનથી લડી શકશે. શું આપણે હજુ પણ એ આશા રાખીએ છીએ કે જગતના રક્ષક ‘અંતિમ અવતાર’ જન્મ લઈને ઘોડા અને તલવારથી દુશ્મનોનો સામનો કરશે ?

  આવું થવા માટે, સૌપ્રથમ સમગ્ર માનવ-જાતિએ પોતાની તમામ વૈજ્ઞાનિક પ્રગતિ સાથે નષ્ટ થવું પડશે, પછી જે લોકો બચશે, તેમને પોતાનું જીવન પુનઃ શૂન્યથી ફરી શરૂ કરવું પડશે; અને પછી તે અમુક લોકોમાંથી જે લોકો બચી જાય, તેમના દરમ્યાન જો તે વખતે કોઈ દુષ્ટ માણસ બચ્યો હશે, તો તેને તલવારથી સમાપ્ત કરી શકાય છે.

  પરંતુ જો આવું થઈ જાય છે, તો પછી દુનિયાના ઉદ્ધારકના આવવાથી શું લાભ ? તેથી આપણે જો આવું વિચારીએ છીએ, તો તે ખોટું છે.

- આરબો ઇ.સ. ૧૨૦૦ થી સોડા અને કોલસાના મિશ્રણથી દારૂગોળો બનાવતા હતા અને તેનો ઉપયોગ કરતા હતા.

દારૂગોળો બનાવવાનું શરૂ થતાં જ તલવારનું મહત્ત્વ ઓછું થઈ ગયું હતું. તેથી કલ્કિ અવતારનો જન્મ ઇ.સ. ૧૧૦૦ થી પહેલાં જ થયો હશે.

- ઉત્તર પુરાણ અને ત્રિલોક સાગર અનુસાર મહાવીર સ્વામીના મૃત્યુના ૧૦૦૦ વર્ષ પછી કલ્કિ અવતારનો જન્મ થવો જોઈએ, જે આશરે ઇ.સ. ૫૦૦ છે. હવે આપણે એ જોવાનું છે કે ઇ.સ. ૫૦૦માં કોઈ સંત કે પ્રસિદ્ધ ધાર્મિક હસ્તીએ ભારતમાં જન્મ લીધો છે કે નહીં?
- ૨૪ મો અવતાર કોઈ અજ્ઞાત વ્યક્તિ નથી હોઈ શકતો, તે તો ખૂબ ખ્યાતનામ હોવો જોઈએ; જેમ કે ગૌતમ બુદ્ધ, શ્રીરામ અને શ્રીકૃષ્ણ ખૂબ પ્રસિદ્ધ છે અને તેમને દરેક વ્યક્તિ જાણે છે. પરંતુ દુર્ભાગ્યે આપણે કોઈ એવા પ્રસિદ્ધ વ્યક્તિ કે અવતારને નથી જાણતા, જેમણે ઇ.સ. ૫૦૦ ના આસપાસ ભારતમાં જન્મ લીધો હોય.
- આ એક સંયોગ છે કે કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ.ના જન્મનો સમય એક જ છે. ચાલો, પુષ્ટિ માટે, કલ્કિ અવતારને જાણવા અને હઝરત મુહમ્મદ સલ્લ.ની ઓળખ કલ્કિ અવતારના રૂપમાં કરવા માટે, આપણે નિમ્ન લિખિત માહિતી અને દિવ્ય પુરાણોમાં કરવામાં આવેલ ભવિષ્યવાણીઓને મેળવીએ.
  - જન્મ દિવસ,
  - જન્મ સ્થળ,
  - પારિવારિક પશ્ચાદભૂમિ,
  - પિતાનું નામ,
  - માતાનું નામ,
  - તેમના શિક્ષક અથવા જ્ઞાનનો સ્ત્રોત,
  - તેમની જવાબદારીઓ,
  - તેમના સહયોગીઓ,
  - તેમનું મૂળ વ્યક્તિત્વ,
  - અંતિમ અવતાર હોવું, અને
  - અન્ય સંબંધિત ભવિષ્યવાણીઓ.

### જન્મ દિવસ :

કલ્કિ પુરાણ (૨:૨૫) અનુસાર કલ્કિ અવતાર મધુ મહિનાની ૧૨ તારીખ અર્થાત્ ચૌદમીના (પૂર્ણિમા) ચંદ્રમાથી બે દિવસ અગાઉ જન્મ લેશે. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મનો દિવસ ૧૨ રબિઉલ અવ્વલ છે. આ દિવસ પણ ચૌદમીના ચંદ્રમાના બે દિવસ પહેલાંનો છે.

### જન્મનું સ્થળ :

ભારતમાં 'સંભલ' નામનું કોઈ સ્થળ નથી. બે સ્થળોના નામો આ નામથી મળતા આવે છે, અર્થાત્ સંભલપુર અને સંભાર તળાવ. પરંતુ ત્યાં કોઈ નથી જાણતું કે અવતાર કે પયગંબર જેવા કોઈ મહાન વ્યક્તિએ ત્યાં જન્મ લીધો છે. ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય (સંસ્કૃતના વિદ્વાન, પ્રયાગ યુનિવર્સિટી) કહે છે કે, 'સંભલ' એ સ્થળની વિશેષતા છે, સ્થળનું નામ નહીં. વૈદિક સંસ્કૃતમાં 'સમ'નો અર્થ 'શાંતિ' થાય છે, અર્થાત્ સંભલ એ સ્થળ છે, જ્યાં દરેકને શાંતિ મળે. હઝરત મુહમ્મદ (સલ્લ.)નો જન્મ મક્કામાં થયો, જેને 'બલદુલ અમીન' કહે છે. (કુર્આન, ૯૫:૩) 'બલદ'નો અર્થ છે શહેર અને 'અમીન' નો અર્થ છે 'શાંતિ'. Encyclopaedia Britanica માં પણ મક્કાને શાંતિનું શહેર કહેવામાં આવેલ છે.

### પારિવારિક પશ્ચાદભૂમિ :

ભાગવત પુરાણ અનુસાર કલ્કિ અવતારનો જન્મ પુરોહિતના ઘરમાં થશે. હઝરત અબ્દુલ મુત્તલિબ, જેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના દાદા છે, તેઓ મક્કાના મુખ્ય ધર્મગુરુ અને કાબાના ટ્રસ્ટી પણ હતા.

### માતા-પિતાનું નામ :

- કલ્કિ અવતારના પિતાનું નામ 'વિષ્ણુયશ' હશે, જેનો અર્થ છે વિષ્ણુ કે ઈશ્વરનો ઉપાસક. હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પિતાનું નામ 'અબ્દુલ્લાહ' છે, એનો પણ અર્થ છે ઈશ્વરનો ઉપાસક કે આજ્ઞાંકિત. કલ્કિ પુરાણ અનુસાર કલ્કિ અવતારની માતાનું નામ 'સુમતિ' હશે. 'સુમતિ' નો અર્થ છે શાંતિપૂર્ણ (Peaceful) અને મનનશીલ. હઝરત મુહમ્મદ (સલ્લ.)ની માતાનું નામ હતું 'આમિના', જેનો અર્થ પણ 'શાંતિપૂર્ણ' અને 'વિચારશીલ' છે.

### તેમના શિક્ષક કે જ્ઞાનનો સ્રોત અને તેમની જવાબદારીઓ :

- કલ્કિ પુરાણ અનુસાર, કલ્કિ અવતાર પોતાના શહેરથી ઉત્તર તરફ જશે અને પછી પરત આવશે. હઝરત મુહમ્મદ (સલ્લ.) પોતાના પૈતૃક શહેર 'મક્કા'થી ઉત્તર તરફ 'મદીના' ચાલ્યા ગયા હતા, અને આઠ વર્ષ પછી તેઓ 'મક્કા' ઉપર વિજય મેળવીને ફરી પાછા આવ્યા.

કલ્કિ પુરાણમાં કહેવામાં આવ્યું છે કે કલ્કિ અવતાર એક પર્વત ઉપર જશે, જ્યાં પરશુરામથી જ્ઞાન પ્રાપ્ત કરશે. આ એક ઐતિહાસિક હકીકત છે કે હઝરત મુહમ્મદ સલ્લ. 'ગારે હિરા' નામની ગુફામાં શાંતિ અને ચિંતન-મનન માટે જતા હતા. ૪૦ વર્ષની વયે તેમને દેવદૂત 'હઝરત જિબ્રઈલ' દ્વારા પહાડની ગુફામાં પહેલી વાર કુર્આનનું જ્ઞાન પ્રાપ્ત થયું.

ભાગવત પુરાણ (૧૨:૨:૯)માં કહેવામાં આવ્યું છે કે કલ્કિ અવતાર દુનિયાના રક્ષક હશે. પવિત્ર કુર્આનમાં ઈશ્વર કહે છે કે, ''અમે હઝરત મુહમ્મદ સલ્લ.ને 'રહમતુલ-લીલ-આલમીન' ના રૂપમાં મોકલ્યા છે.'' (કુર્આન, ૨૧:૧૦૭) 'રહમત'નો અર્થ છે 'કૃપા' (Blessing), અને 'આલમીન'નો અર્થ છે દુનિયા (સંપૂર્ણ સૃષ્ટિ). તેનો અર્થ એ છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) દ્વારા આખા જગતને શાંતિપૂર્ણ જીવન, મુક્તિ, મોક્ષ અને સફળતા માટે માર્ગદર્શન મળશે.

### તેમનાં સહયોગીઓ :

- કલ્કિ પુરાણ (૨:૫) અનુસાર કલ્કિ અવતાર પોતાના ચાર સાથીઓની મદદથી 'કાલી' અર્થાત્ શેતાનને પરાજય આપશે. W.L.Langer (એન્સાઇક્લોપેડિયા ઑફ વર્લ્ડ હિસ્ટ્રી, પૃ-૧૮૪) નું કહેવું છે કે હઝરત મુહમ્મદ અને તેમનાં ચાર સાથીઓ - હઝરત અબૂબક્ર, હઝરત ઉમર, હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુમ)એ ઇસ્લામના સંદેશને દુનિયામાં ફેલાવ્યો અને જૂની અમાનવીય પ્રથાઓને સમાપ્ત કરી.
- કલ્કિ પુરાણ કહે છે કે યુદ્ધના મેદાનમાં ફરિશ્તાઓ (દેવદૂતો) કલ્કિ અવતારની સહાયતા કરશે.

હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તેમનાં સાથીઓ 'બદ્ર'ના યુદ્ધમાં ૩૧૩ હતા, જ્યારે કે શત્રુઓ પાસે ૧૦૦૦ સૈનિકો હતા.

ખાઈના યુદ્ધમાં મુસલમાનો ૩૦૦૦ હતા, જ્યારે દુશ્મનો ૧૫૦૦૦ થી પણ વધુ હતા. આ બંને યુદ્ધોમાં અને બીજા ઘણાં પ્રસંગોએ દુશ્મનો પર વિજય માટે ફરિશ્તાઓ (સ્વર્ગદૂતો) દ્વારા હઝરત મુહમ્મદ (સલ્લ.)ની મદદ કરવામાં આવી. પવિત્ર કુર્આન પણ તેની પુષ્ટિ કરે છે. (જુઓ ૩:૧૨૩-૧૨૫, ૮:૯, ૨૩:૯ વગેરે)

## તેમનું મૂળ વ્યક્તિત્વ :

- ભાગવત પુરાણ (૧૨:૨:૨૧)માં લખેલું છે કે કલ્કિ અવતારનું શરીર સુગંધિત હશે, જેનાથી તેમના આસપાસની હવા સુગંધિત થઈ જશે.

હદીસમાં છે કે જ્યારે હઝરત મુહમ્મદ સલ્લ. સૂઈ રહ્યા હતા, તો તેમની પુનિત પત્ની હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ તેમનો પરસેવો એકત્રિત કરી લીધો. જ્યારે હઝરત મુહમ્મદ (સલ્લ.) જાગ્યા તો તેમણે પૂછ્યું કે મારા પરસેવાનું તમે શું કરશો ? હઝરત ઉમ્મે સલમાએ જવાબ આપ્યો કે તેને અમે સુગંધના રૂપમાં ઉપયોગ કરીશું. જે વ્યક્તિ પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી હસ્તધૂનન કરતો, તેનો હાથ આખો દિવસ સુવાસિત રહેતો. (શમાઇલે તિરમિઝી, પૃ. ૨૦૮)

- હઝરત મુહમ્મદ (સલ્લ.)ના સેવક હઝરત અનસ (રદિ.)એ કહ્યું, અમને હંમેશા ખબર પડી જતી હતી કે હઝરત મુહમ્મદ (સલ્લ.) ક્યારે પોતાના કક્ષથી નીકળે છે, કેમ કે ત્યારે તમામ હવા સુગંધિત થઈ જતી હતી. (Life of Muhammad, By Sir Willium Muir, P. 342)

- ભાગવત પુરાણ (ખંડ-૨, પ્ર-૨)માં છે કે કલ્કિ અવતારમાં આઠ અદ્વિતીય ગુણો : વિદ્વતા-તત્ત્વદર્શિતા (Wisdom), પ્રતિષ્ઠિત વંશ (Honoured Family), આત્મ-સંયમ (Self Control), દિવ્ય જ્ઞાન (Divine Knowledge), વીરતા (Braveness), સંયમી ભાષણ (Balanced Speech), ઉચ્ચ દાનશીલતા (Extreme Charity) અને કૃતજ્ઞતા (Great Obliged)થી સુસજ્જ તથા સંપન્ન હશે.

- બિનમુસ્લિમ લેખકોના નિમ્ન-લિખિત પુસ્તકો પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ના આઠ ગુણોની પુષ્ટિ કરે છે.

1. Life of Muhammad, by Sir Willium Muir
   Published by : Smith Elder & Co., London
2. Introduction to the Speeches of Muhammad by Lane Pool
   Published by :McMillan & Co., London
3. Mohammad and Mohammad
   by R. Bos Worth Smith

- ભાગવત પુરાણ (૧૨:૨:૧૯)માં છે કે કલ્કિ અવતારને આ આઠ ગુણોની સાથે એક તીવ્ર ઝડપવાળો ઘોડો અને તલવાર પણ આપવામાં આવશે, જેનાથી તેઓ દુષ્ટ અને દુરાચારીઓનો નાશ કરશે.

ઈશ્વરના દૂત હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને 'બુરાક' નામે એક તીવ્ર ઝડપવાળો ઘોડો આપ્યો હતો. હઝરત મુહમ્મદ (સલ્લ.) પાસે ૭ ઘોડા અને ૯ તલવારો હતી અને તેનો ઉપયોગ તેઓ અત્યાચારીઓથી યુદ્ધ કરવા કરતા, પણ તેઓ ઇસ્લામનો સંદેશ સામાન્ય રીતે શાંતિપૂર્ણ રીતે પહોંચાડતા.

## અંતિમ અવતાર :

- ભાગવત પુરાણ (૧:૩:૨૪)માં છે કે કલ્કિ અવતાર અંતિમ અવતાર હશે.

દિવ્ય કુર્આનમાં પણ હઝરત મુહમ્મદ

(સલ્લ.)ને અંતિમ પયગંબર કહેવામાં આવ્યા છે. (કુર્આન, ૪૦:૩૩)

- પુરાણ અનુસાર કલ્કિ અવતાર વૈદિક ધર્મની સ્થાપિત કરશે.
- જયારે મનુ (હઝરત નૂહ)ની જાતિના લોકોએ તેમની વાત ન માની, તો એક મોટા પૂરે આખી દુનિયાને ઘેરી લીધી અને તેમાં કેવળ મનુના અનુયાયીઓ જ બચી શક્યા. જો મનુ અને તેમના અનુયાયીઓ પૂર પછી વૈદિક ધર્મને માની રહ્યા છે, તો ઈસ્લામ એક વૈદિક ધર્મ જ છે અને કુર્આનની આ આયત તેની પુષ્ટિ કરે છે :

– ''હે મુહમ્મદ ! ઈશ્વરે તમને જે ધર્મનું પાલન કરવાનો આદેશ આપ્યો છે, એ જ આદેશ તેણે મનુ (હઝરત નૂહ)ને આપ્યો હતો અને એ જ આદેશ તેણે હઝરત મૂસા અને હઝરત ઈસાને આપ્યો હતો, અને તેણે સર્વેને એ પણ આદેશ આપ્યો હતો કે ધર્મનું (સારી રીતે) પાલન કરો અને એક-બીજાથી મતભેદ ન કરો.'' (કુર્આન, ૪૨:૧૩)

- કલ્કિ અવતાર અંગે વર્ણિત તમામ ખૂબીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)થી મેળ ખાય છે, તેથી સંસ્કૃતના વિદ્વાનો, જેમ કે ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય, ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ અને પંડિત ધર્મવીર ઉપાધ્યાયનું કહેવું છે કે હઝરત મુહમ્મદ (સલ્લ.) જ એ કલ્કિ અવતાર છે, જેમની સૌ પ્રતીક્ષા કરી રહ્યા છે. વધુ માહિતી માટે નિમ્ન-લિખિત પુસ્તકોનો અભ્યાસ કરવા વિનંતી છે :

૧. કલ્કિ અવતાર ઔર હઝરત મુહમ્મદ (સલ્લ.) (ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય)
૨. નરાશંસ ઔર અંતિમ ઋષિ (ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય)
૩. હઝરત મુહમ્મદ સલ્લ. ઔર ભારતીય ધર્મગ્રંથ (ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ)
૪. Muhammad in the wolrd of Scriptures (એ. એચ. વિદ્યાર્થી)

- અમે જે પણ ચર્ચા અહીં કરી છે, તે કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ. વચ્ચેનો સંબંધ દર્શાવે છે. પરંતુ કોઈ એમ પણ કહી શકે છે કે જે પણ ચર્ચા કરવામાં આવી છે, તે અમારી કલ્પના માત્ર હતી અને એ કંઈ નક્કર પુરાવો નથી કે કલ્કિ અવતાર જ હઝરત મુહમ્મદ સલ્લ. જ છે અથવા હઝરત મુહમ્મદ સલ્લ. વિશે જ પવિત્ર પુરાણોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે.
- તેથી કલ્કિ અવતારની ઓળખની પુષ્ટિ કરવા માટે અને હઝરત મુહમ્મદ સલ્લ. વિશે પુરાણોની ભવિષ્યવાણીઓ સમજવા માટે અમે હિંદુઓના અન્ય પુસ્તકોનો સંદર્ભ આપીએ છીએ, જે આ પ્રમાણે છે :

૧. **अज्ञान हेतु कृत मोहमदान्धकार नांश विधायं हित दो दयेत विवेक** ।(શ્રીમદ ભાગવત્ પુરાણ, ૨:૭૨)
અર્થાત્, મોહમ્મદ દ્વારા અજ્ઞાનનો અંધકાર દૂર થશે અને જ્ઞાન અને આધ્યાત્મિકતા ફૂલશે-ફાલશે.

૨. **एतस्मिन्नन्तिरे म्लेच्छ आचार्य्यण समन्वितः ॥ महामद इति ख्यातः शिष्यशाखा समन्वतः।**
(ભ.પુ.પર્વ-૩, ખંડ-૩, અ-૩, શ્લોક-૫)
અર્થાત્, ભવિષ્ય પુરાણ અનુસાર, ''કોઈ બીજા દેશમાં એક નબી (સંદેષ્ટા) પોતાના સાથીઓની સાથે આવશે. તેનું નામ 'મહામદ' હશે, અને તે એક મરૂસ્થળે (રણપ્રદેશમાં, Desert) પ્રગટ થશે.''

૩. પંડિત ધર્મવીરે એક પ્રસિદ્ધ પુસ્તક '**અંતિમ**

**ईश्वरदूत'** લખ્યું, જે ઈ. ૧૯૨૩માં નેશનલ પ્રિન્ટિંગ પ્રેસ, દરયાગંજ, નવી દિલ્હીએ પ્રકાશિત કર્યું. આ પુસ્તકમાં તેમણે લખ્યું છે કે કાગ-બુસંદી અને ગરુડ શ્રીરામની સાથે લાંબા સમય સુધી રહ્યા, અને ન માત્ર તેઓ તેમની શિક્ષાઓનું પાલન કરતા હતા, બલ્કે તેઓ શ્રીરામની શિક્ષાઓને સામાન્ય લોકો સુધી પહોંચાડતા પણ હતા. તુલસીદાસજીએ આ જ શિક્ષાઓનો પોતાના સંગ્રામ પુરાણના અનુવાદમાં ઉલ્લેખ કર્યો છે. તેમણે લખ્યું છે કે શંકરજીએ પોતાના પુત્રને ભવિષ્યના ધર્મ વિશે આ શબ્દોમાં દર્શાવ્યું :

### તુલસીદાસજીની ભવિષ્યવાણી :–

| | |
|---|---|
| यहां न पक्षपात कछु राखहुं वेद, पुराण, संत मत भाखहुं। | કોઈ પણ પક્ષપાત વિના હું સંતો, વેદો અને પુરાણોની શિક્ષાઓ બતાવી રહ્યો છું. |
| संवत विक्रम दाऊ अनझा। महाकोक नस चतुर्पतझा | વિક્રમની સાતમી સદીમાં તે જન્મ લેશે અને તેના સાથે ચાર ચમકતા સિતારાઓ હશે. |
| राजनीति भव प्रीति दिखावे आपन मत सबका समझावे। | તે તર્ક (બુદ્ધિ અને પ્રેમ)ની સાથે શાસન કરશે અને પોતાની શિક્ષાઓથી લોકોને સહમત કરશે. |
| सुरन चतुसुदर सतचारी। तिनको वंश भयो अति भारी | તેના ચાર સાથીઓ હશે, જેમના દ્વારા તેના અનુયાયીઓ વધશે. |
| तब तक सुन्दर मद्दिकोया। बिना महामद पार न होया। | જ્યાં સુધી ઈશ્વરીય ગ્રંથ પૃથ્વી પર છે, મહામદનું અનુસરણ કર્યા વિના કોઈ સફળ નહીં થાય. |
| तबसे मानहु जन्तु भिखारी समस्थ नाम एहि व्रतधारी। | સામાન્ય લોકો, ભિક્ષુક, જીવ-જંતુઓ મહામદનું નામ લેવાથી ઈશ્વરને માનનારાં બનશે. |
| हर सुन्दर निर्माण न होई तुलसी वचन सत्य सच होई। | તુલસીદાસ સત્ય કહે છે કે તેમના પછી કોઈ તેમના જેવો જન્મશે નહીં. |

સંદર્ભ : હઝરત મુહમ્મદ (સલ્લ.) ઔર ભારતીય ધર્મગ્રંથ લે. ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ, પૃ. ૧૮

૪. ઉપનિષદોમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે ભવિષ્યવાણીઓ છે. નાગેન્દ્રનાથ બાસુ દ્વારા સંપાદિત વિશ્વકોષના બીજા ભાગમાં ઉપનિષદોના તે શ્લોકો આપવામાં આવ્યા છે, જેમાં ઈસ્લામ અને પયગંબરનો ઉલ્લેખ છે. તેમાંથી કેટલાંક મુખ્ય શ્લોકો અને તેમનો અર્થ આ પ્રમાણે છે :

**अस्माल्लां इल्ले मित्रावरूणा दिव्यानि धत्ता।**

**इल्लल्ले वरूणा राजा पुनर्दुदः।**

**हयामित्रो इल्लां इल्लल्ले इल्लां वरूणो**

**मित्रस्तेजस्कामः ॥१॥**

**होतारमिन्द्रो होतारमिन्द्र महासुरिन्द्राः।**

**अल्लो ज्येष्ठं श्रेष्ठं परमं पूर्ण ब्रह्माणं अल्लाम्॥२॥**

**अल्लो रसूल महामद रकबरस्य अल्लो अल्लाम्॥३॥**

(અલ્લોપનિષદ, ૧,૨,૩)

અર્થાત્, ''આ દેવતાનું નામ અલ્લાહ છે. તે એક છે. મિત્રા વરૂણ વગેરે તેમના ગુણો છે. વાસ્તવમાં અલ્લાહ વરૂણ છે, જે તમામ સૃષ્ટિનો બાદશાહ છે. મિત્રો ! તે અલ્લાહને પોતાનો પૂજ્ય સમજો. તે વરૂણ છે અને એક મિત્રની જેમ તે તમામ લોકોના કામ બનાવે છે. તે ઈન્દ્ર છે, શ્રેષ્ઠ ઈન્દ્ર. અલ્લાહ સૌથી મહાન, સૌથી સારો, સૌથી વધુ પવિત્ર છે. મુહમ્મદ (સલ્લ.) અલ્લાહના શ્રેષ્ઠતમ પયગંબર છે. અલ્લાહ આદિ, અંત અને સમગ્ર સંસારનો પાલનહાર છે. તમામ શુભ નામો અલ્લાહ માટે જ છે. વાસ્તવમાં અલ્લાહે જ સૂર્ય, ચંદ્ર અને તારાઓ પેદા કર્યા છે.''

| | |
|---|---|
| आदल्ला बूक मेककम्<br>अल्लबूक निखादम् ॥४॥ | આ શ્લોકનું ભાષાંતર કરી શકાયું નથી. |
| अला यज्ञन हुत हुत्वा अल्ला<br>सूर्य चन्द्र सर्व नक्षत्राः ॥५॥ | અલ્લાહની ઉપાસના યુગોથી કરવામાં આવી રહી છે. સૂર્ય, ચંદ્ર અને તારાઓ સર્વે અલ્લાહની રચના છે. |
| अल्लो ऋषीणां सर्व दिव्यां<br>इन्द्रायपूर्व माया परमन्तरिक्षा ॥६॥ | અલ્લાહ સંતોનો રક્ષક છે. તે સૌથી મહાન છે. અલ્લાહ સર્વે વસ્તુઓથી પહેલાં છે અને સમસ્ત સૃષ્ટિથી અધિક વિલક્ષણ છે. |
| अल्लः पृथिव्या अन्तरिक्षं<br>विश्वरूपम् ॥७॥ | અલ્લાહના (સામર્થ્યનું) દર્શન પૃથ્વી,આકાશ અને સૌર્યમંડળની તમામ વસ્તુઓને થાય છે. |
| इल्लांकबर इल्लांकबर इल्लां<br>इल्लल्लेति इल्लइल्लाः ॥८॥ | અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે, તેના સમાન કોઈ નથી. |
| ओम् अल्ला इल्लल्ला अनदि | ૐ એટલે અલ્લાહ. આપણે તેના આરંભ અને અંતનું અનુમાન કરી શકતા નથી. તમામ બૂરાઈઓથી બચવા આપણે આવી રીતે દુઆ કરીએ છીએ. |
| दे स्वरूपाय अथर्वण श्यामा<br>हुह्री जनान पशून सिद्धानः<br>जलवरान् अदृष्टं कुरू कुरू फट | હે અલ્લાહ ! દુષ્ટ, ગુનેગાર અને લોકોને પથભ્રષ્ટ કરનારાં ધાર્મિક લોકોનો નાશ કર, અને પાણી વડે નુકસાન પહોંચાડનાર જંતુઓ (Evil creature of water) અમારી રક્ષા કર. |
| असुरसंहारिणी हुं हीं अल्लो<br>रसूल महमदरकबरस्य अल्लो | અલ્લાહ દાનવ શક્તિનો નાશ કરવાવાળો છે, મુહમ્મદ(સલ્લ.) અલ્લાહના પયગંબર છે. |
| अल्लाम् इल्लल्लेति इल्लल्ला | અલ્લાહ તો અલ્લાહ છે, તેના સમાન કોઈ નથી. |
| | (અલ્લોપનિષદ, ૪-૧૦) |

ગીતા પ્રેસ, ગોરખપુર દ્વારા પ્રકાશિત 'કલ્યાણ' સામયિકના વિશેષાંક 'ઉપનિષદ્ અંક' માં ૨૨૦ ઉપનિષદોનો ઉલ્લેખ છે. આ ૨૨૦ ઉપનિષદોમાં અલ્લોપનિષદ ૧૫ મા સ્થાન પર છે. ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાયે પણ અલ્લોપનિષદનો ઉલ્લેખ પોતાના પુસ્તક 'વૈદિક સાહિત્ય-એક વિવેચના'માં કર્યો છે, જે પ્રદીપ પ્રકાશને ૧૯૮૯માં પ્રકાશિત કર્યું હતું.

- હ. મુહમ્મદ (સલ્લ.)વિશે ભવિષ્યવાણીઓ માત્ર હિંદુ ધર્મગ્રંથોમાં જ નથી, બલ્કે દરેક ધર્મમાં છે. અન્ય ધર્મના ગ્રંથોની ભવિષ્ય-વાણીઓ આ પ્રમાણે છે :

## યહૂદી ધર્મમાં ભવિષ્યવાણી :

- હું તેમના માટે તમારા ભાઈઓમાંથી (મૂસા અલૈ.ની જેમ) એક પયગંબર ઉદયમાન કરીશ, અને હું મારા શબ્દો તેના મુખમાં મૂકીશ અને જે વાતની હું તેને આજ્ઞા કરીશ, તે જ તે (માનવજાતિને) કહી સંભળાવશે.''

(Old Testament, Deutermony, 18:18)

### ખ્રિસ્તી ધર્મમાં ભવિષ્યવાણી :

ઈસુ મસીહ પવિત્ર બાઇબલમાં કહે છે :

- ''હું તમને ધર્મની દીક્ષા માટે પાણીથી બાપ્તિસ્મા આપું છું, જેથી તમે પાપોથી પશ્ચાતાપ કરો. પરંતુ જે મારા પછી આવશે, તે મારાથી વધુ શક્તિશાળી હશે. હું તેના પગરખા ઉઠાવવાને પણ યોગ્ય નથી. તે તમને પવિત્ર આત્મા અને અગ્નિ વડે બાપ્તિસ્મા આપશે.'' (St. Mathew 3:11)
- બાઇબલ મૂળ ઈબ્રાની ભાષામાં અવતરિત કરવામાં આવ્યું હતું. તે Old Testament ના Solomon, Ch. 5, Verse 16 માં કહેવામાં આવ્યું છે :—

  "Hikko Mamittakim we kullo Muhammadim Zehdoodeh wa Zehraee Bayna Jerusalem."

  અર્થાત્, ''તેના બોલ ખૂબ મીઠા છે. તે ખૂબ જ પ્રિય છે. હે યરુશલમની સુપુત્રીઓ ! હઝરત મુહમ્મદ મારો પ્રિય અને મારો મિત્ર છે.'' (ઈબ્રાની ભાષામાં નામની સાથે

'ઇમ' (im) માન-વાચક છે, તેથી અહીં નામ Muhammadim આવ્યું છે.)

## બૌદ્ધ મતમાં ભવિષ્યવાણી :

- દિવ્ય પુરાણમાં છે કે ગૌતમ બુદ્ધ ઈશ્વરના ૨૩ મા અવતાર છે. બુદ્ધે પોતાના ભક્ત નંદાને કહ્યું : ''હે નંદા ! આ જગતમાં હું પહેલો બુદ્ધ નથી અને ન હું અંતિમ છું. આવનારા સમયમાં, આ જગતમાં એક બીજો બુદ્ધ આવશે, જે સત્ય અને દાનની શિક્ષા આપશે. શુદ્ધ અને પવિત્ર શિક્ષાઓ આપશે. તેનું હૃદય નિર્મળ હશે. તે જ્ઞાની હશે. તે લોકોનું નેતૃત્વ કરશે અને બધા લોકો તેનાથી માર્ગદર્શન મેળવશે. તે સચ્ચાઈની શિક્ષા આપશે. તે દુનિયાને જીવનનો સુંદર માર્ગ પ્રદાન કરશે, જે શુદ્ધ અને પૂર્ણ હશે. હે નંદા ! તેનું નામ મૈત્રેય હશે.''

(Gospel of Budha by Carus, Page 17)

- ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય પોતાના બે પુસ્તકોમાં (જેનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવ્યો છે) પુરવાર કરી ચૂક્યા છે કે આ પવિત્ર ધર્મગ્રંથોમાં તમામ ભવિષ્યવાણીઓ હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે જ છે.
- આ તમામ વાતો લખવાનો હેતુ શું છે ? જો આપણે વિદેશમાં જઈએ, જ્યાં દરેક વ્યક્તિ આપણા માટે નવી અને અપરિચિત હોય, એવામાં જો આપણને એ ખબર પડે કે તેમાંથી એક વ્યક્તિ આપણા દેશની છે, તો તે વ્યક્તિ વિશે કોઈ વાત જાણ્યા વિના આપણે તેના માટે મિત્રતા, હમદર્દી અને આકર્ષણ અનુભવીએ છીએ, કેમ કે તે વ્યક્તિ અને આપણા વચ્ચે સમાનતા છે અને તે છે આપણું વતન.
- આ સમાનતાનો વિચાર બે અજનબીઓ વચ્ચેનું અંતર ઓછું કરે છે. આવું જ એ સમયે પણ બને છે, જ્યારે આપણે આપણા અને બીજા ધર્મોની સમાન વાતોને જાણીએ. હવે આપણે એ વાત જાણી લીધી છે કે હિંદુ ધર્મના પવિત્ર નરાશંસ/કલ્કિ અવતાર અને ઈસ્લામના હઝરત મુહમ્મદ (સલ્લ.) વાસ્તવમાં એક જ છે. આ સમાનતાની અનુભૂતિ હિંદુ-મુસ્લિમ વચ્ચેના દ્વેષ અને નફરતને ઓછું કરશે. આ જાણકારી આપણે આમ લોકો સુધી પહોંચાડવી જોઈએ, જેથી તેમના દરમ્યાન ભેદભાવ ઓછો થાય અને માનવ-જીવનમાં શાંતિ આવે, અને સંસારના લોકો સમૃદ્ધ જીવન વ્યતીત કરી શકે.

# ઈસ્લામ શું છે ?

પવિત્ર કુર્આનમાં ઈશ્વર, પોતાના પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને આદેશ આપે છે કે :

''હે મુહમ્મદ ! ઈશ્વરે તમને જે ધર્મનું પાલન કરવાનો આદેશ આપ્યો છે, એ જ આદેશ તેણે મનુ (હઝરત નૂહ)ને આપ્યો હતો અને એ જ આદેશ તેણે હઝરત મૂસા અને હઝરત ઈસાને આપ્યો હતો, અને તેણે બધાને એ પણ આદેશ આપ્યો હતો કે ધર્મનું (સારી રીતે) પાલન કરો અને એક-બીજાથી મતભેદ ન કરો.''

(પવિત્ર કુર્આન, ૪૨:૧૩)

આમ, ઈસ્લામ કોઈ નવીન ધર્મ નથી. આ જ ધર્મ મનુ (હઝરત નૂહ)નો હતો, આ જ ધર્મ હઝરત મૂસા અને ઈસાનો હતો, અને આ જ ધર્મ દરેક ઈશદૂતનો રહ્યો છે. તે રીતે આ ધર્મ કોઈ નવો ધર્મ નથી, બલ્કે ઈશ્વરના આદેશ અનુસાર છે. આ ધર્મ આરંભથી હતો અને અંત સુધી રહેશે. જ્યારે-જ્યારે તેમાં ફેરફાર થયો, તો ઈશ્વરે નવા અવતારો (પયગંબરો) મોકલ્યા, જેથી ધર્મમાં આવેલ બગાડને દૂર કરી દે. હઝરત મુહમ્મદ (સલ્લ.) આ જ સુધાર-પ્રક્રિયાની અંતિમ કડી છે. હવે આ કળિયુગના આ જ કલ્કિ અવતાર છે. હઝરત મુહમ્મદ (સલ્લ.) પછી હવે કોઈ પયગંબર કે અવતાર નહીં આવે.

## ઈસ્લામ શું શિક્ષા આપે છે ?

ઈસ્લામ પાંચ વાતોનો આદેશ આપે છે :

૧. ઈશ્વરને એક માનો અને હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ઈશ્વરના અંતિમ પયગંબર માનો.
૨. દિવસમાં પાંચ વાર ઈશ્વરની ભક્તિ કરો. (નમાઝ પઢો).
૩. વર્ષમાં એક મહિનાના ઉપવાસ (રોઝા) રાખો.
૪. જો તમે ધનવાન છો, તો વર્ષમાં એક વાર તમારા નફાના ૨½% ગરીબોને દાન કરો.
૫. જો તમે ધનવાન છો, તો જીવનમાં એક વાર મક્કા-શરીફની યાત્રા કરો.

## ઈશ્વરને એક માનીને કેવળ તેની જ ભક્તિ કેમ કરવી જોઈએ ?

૧. અથર્વવેદમાં છે કે,
**स एक एक एकवृदेक एव ।**
ઈશ્વર એક છે, એકલો છે, અમર છે.
(અથર્વવેદ, ૧:૫૨:૧૪)

૨. ઋગ્વેદમાં છે કે, ઈશ્વર જ જીવન આપે છે, મૃત્યુ આપે છે અને એની જ કૃપાથી સૌ પ્રાણીઓ જીવિત છે. (ઋગ્વેદ, ૧૩:૩:૫)

૩. ઉપનિષદમાં લખ્યું છે કે,
**एकम् एवम् अद्वितीयम् ।**
કોઈની પણ ભાગીદારી સિવાય એ એકલો છે. (છાંદોગ્ય ઉપનિષદ, ૬:૨:૧)

૪. વેદોમાં લખ્યું છે કે, ''હે (ઈશ્વરને) માનવાવાળાઓ ! ઈશ્વર સિવાય કોઈ અન્યની ભક્તિ ન કરો.(ઋગ્વેદ, ૮:૧:૧)

૫. વેદાન્ત અનુસાર બ્રહ્મસૂત્ર આ પ્રમાણે છે :
**एकम् ब्रह्म द्वितीय नास्ते नेह ना नास्ते किंचन ।**
''ઈશ્વર એક છે, તેના સિવાય કોઈ નથી. જરા પણ (પૂજવાને લાયક) નથી.''

૬. અથર્વવેદમાં કહેવામાં આવ્યું છે કે, ઈશ્વર એક જ છે, જે મનુષ્યોના મનની તમામ છૂપી વાતોને જાણે છે. (અથર્વવેદ, ૧૦:૯:૨૯)

આમ, ઈશ્વર એક છે, તેણે જ આપણા-

સૌને પેદા કર્યા છે. તે જ આપણું પાલન-પોષણ કરે છે. તેથી આપણે તેને કેમ ન માનીએ ? તેને છોડીને દેવી-દેવતાઓની પૂજા કરવી, જેમણે ન તો આપણને જીવન આપ્યું છે, ન આપણને પાળે છે, તે પાપ નથી તો બીજું શું છે ?

## નમાઝ શું છે ?

- ચૌદ વર્ષના વનવાસ દરમ્યાન એક વાર શ્રી હનુમાનજીએ શ્રી રામજીને પૂછ્યું કે હું ઈશ્વરની પ્રાર્થના કેવી રીતે કરું ? તો શ્રી રામજીએ શ્રી હનુમાનજીને આ પ્રમાણે ઈશ્વરની પ્રાર્થના કરવાની રીત શિખવાડી.

**प्रथमः ताराकः चयवादितिय दंड मुच्यते तीतय कुंडला कारमचतुर्थ अर्थे चंन्द्रकः**
**पंचं बिन्दू संयुक्तः ओम मित्यजयोति रूपक**

(શ્રીરામતત્ત્વ અમૃત)

પહેલા સીધા ઊભા થઈ જાઓ. પછી દંડવત (સિજદા) કરો, પછી અર્ધ ચંદ્રકારની જેમ સામે ઝૂકી જાઓ. પછી સીધા બેસી જાઓ અને ઈશ્વરની યાદમાં ધ્યાન લગાવો.

ઉપર બતાવવામાં આવેલ રીત અને નમાઝમાં માત્ર એટલો ફરક છે કે નમાઝમાં ઊભા રહ્યા પછી પહેલા ઝુકવામાં આવે છે, પછી સજદો કરવામાં આવે છે; શ્રીરામજીએ પહેલા દંડવત (સજદો) કરવાનું અને પછી ઝુકવાનું કહ્યું. તે સિવાય સીધા ઊભા રહેવું અને જમીન પર બેસીને ઈશ્વરનું ધ્યાન કરવું સરખું જ છે.

- આમ નમાઝ બંદગીની કોઈ નવી રીત નથી. એ તો સદીઓથી ઋષિ-મુનીઓ કરતા રહ્યા છે. ઋગ્વેદમાં છે કે :

‘‘હે ઈશ્વર ! અમે તારી પ્રાર્થના સવાર-સાંજ, મધ્યાહ્ન અને સૂર્યાસ્ત પછી કરીએ છીએ. તો અમને પોતાનો સાચો ભક્ત બનાવ.’’ (ઋગ્વેદ, ૧૦:૧૫૧:૬૫)

આમ, દિવસમાં ત્રણ વખત ઈશ્વરને યાદ કરવાનો નિયમ સદીઓથી રહ્યો છે. ઈસ્લામમાં તેને પાંચ વખત કરી દીધો છે. જે બે વખત વધારાની નમાઝ છે, તે સંધ્યા અને રાત્રિના સમયે છે.

- મારી સમજ પ્રમાણે (જે ખોટી પણ હોઈ શકે છે) આનાં બે કારણો છે. પહેલું કારણ એ છે કે હવે પ્રાર્થના તદ્દન સરળ કરી દેવામાં આવેલ છે. કેવળ પાંચથી દસ મિનિટમાં તે સમાપ્ત થઈ જાય છે, જ્યારે કે અગાઉ ધ્યાન લગાવવામાં ખૂબ સમય લાગી જતો હતો, અને બીજું કારણ એ છે કે પહેલાંના જમાનામાં સાંજે અંધારું છવાતાં જ લોકો ખાઈ-પીને સૂઈ જતાં હતા. હવે લોકો અડધી રાત સુધી જાગે છે.
- પવિત્ર કુર્આનમાં ઈશ્વર કહે છે કે અમે મનુષ્યને કેવળ પ્રાર્થના (બંદગી) માટે પેદા કર્યો છે. (પવિત્ર કુર્આન, ૫૧:૫૬) કુર્આનમાં એ પણ છે કે ઈશ્વરના સ્મરણથી જ મનને શાંતિ મળે છે. (પવિત્ર કુર્આન, ૧૩:૨૮) તેથી દરેક વ્યક્તિએ દિવસમાં પાંચ વાર પ્રાર્થના અવશ્ય કરવી જોઈએ.

## વર્ષમાં એક મહિનાના ઉપવાસ કેમ કરવા જોઈએ ?

- લોકોને દારૂની લત કેમ હોય છે ? કેમ કે તેમનો સ્વયં પોતાની જાત પર કાબૂ નથી હોતો. દારૂડિયો એ વાત જાણતો હોય છે કે તે ખોટું કરી રહ્યો છે, તેમ છતાં પોતે

પોતાનાથી હારીને દારૂ પીવે છે.

દારૂ, સિગારેટ, જુગાર અને આવા બીજા ઘણાં ખોટાં કાર્યો એ જ વ્યક્તિ છોડી શકે છે, જેનો પોતાની જાત અને પોતાની ઇચ્છાઓ પર મજબૂત કાબૂ હશે.

- ભૂખ માણસની સૌથી મોટી કમજોરી છે. ભૂખથી બેચેન થઈને લોકો ચોરી કરે છે, ધાડ પાડે છે અને મહિલાઓ ભીખ માગે છે અથવા પોતાનું શિયળ વેચે છે. જે માણસ ભૂખ લાગે છતાં પોતાની જાત પર નિયંત્રણ કરી શકે છે અને સામાન્ય લોકોની જેમ દિવસ પસાર કરી શકે છે, તે પોતાની દરેક ઇચ્છા પર કાબૂ કરી શકે છે. રોઝા કે ઉપવાસની વિધિ એ પોતાના પર નિયંત્રણ અને કાબૂ કરવાની એક ટ્રેઇનિંગ છે.
- મનુએ હિંદુ ધર્મને માનવાવાળાઓને એક મહિનાના ઉપવાસ રાખવાનો આદેશ આપ્યો હતો. (મનુસ્મૃતિ, પાઠ-૬, શ્લોક-૨૪)

હઝરત ઈસાએ પણ ૪૦ દિવસના ઉપવાસ રાખ્યા અને ઈસાઇઓને પણ ઉપવાસ રાખવાનો આદેશ આપ્યો, (Mathew 17:21, Mark 9/29) અને હઝરત મુહમ્મદ તો સ્વયં ખૂબ રોઝા રાખતા હતા. પરંતુ ઈશ્વરે સામાન્ય લોકો માટે કેવળ એક મહિનાના રોઝા ફરજિયાત કર્યા.

મુક્તિ પામવા અને પોતાની ઇચ્છાઓ પર કાબૂ કરવા માટે પહેલાંના જમાનામાં લોકો ઘોર તપસ્યા કરતા હતા, અને સમાજથી કપાઈને સન્યાસ લઈ લેતા હતા. પરંતુ ઈશ્વરે હવે તેને સરળ કરી નાખ્યું છે. સમાજમાં રહીને એક મહિનાના રોઝા રાખીને તમારામાં પોતાની જાત પર નિયંત્રણ રાખવાની એટલી જ શક્તિ ઉત્પન્ન થાય છે, જેટલી એક તપસ્વી ઘોર તપસ્યા કરીને પોતાના અંદર પેદા કરે છે. તેથી આ સરળ ઉપાય પર અવશ્ય અમલ કરવો જોઈએ, અને પોતાની ઇચ્છા-શક્તિ (Will Power)ને મજબૂત બનાવવા અને સન્માર્ગ પર દૃઢતાની સાથે ચાલવા માટે આપણે એક મહિનાના ઉપવાસ જરૂર રાખવા જોઈએ.

## હજ્જ કેમ કરવી જોઈએ ?

મનુના કાળમાં ભયંકર પૂર આવ્યું હતું. એમાં મનુ અને તેમના અમુક સાથીઓ બચી ગયા હતા, અને આખી દુનિયાના લોકો મૃત્યુ પામ્યા હતા.

તે પછી આ દુનિયા મનુના પુત્રોએ ફરીથી વસાવી. આપણે સૌ મનુના જ સંતાનો છીએ. મનુના સંતાનો પૃથ્વીના ગમે તે પ્રદેશમાં વસ્યા હોય, તેમણે તે ભયંકર પૂર જરૂર યાદ રાખ્યું. તમે ઇન્ટરનેટ પર સર્ચ કરીને માહિતી મેળવશો, તો તમને ખબર પડશે કે વિશ્વના દરેક દેશમાં આ ઘોડા-પૂરની કથા અવશ્ય મોજૂદ છે. પરંતુ એ વાતથી આશ્ચર્ય પણ થાય છે કે દરેક દેશની કથામાં કંઈ-ને-કંઈ અસમાનતા અને ભેદ જરૂર છે. આવું કેમ ?

- જ્યારે એક પિતાના સૌ સંતાનો છે, અને ઘોડાપૂર પણ એક જ હતું, તો પછી આ કથામાં મતભેદ કેમ થયો ? તેનું કારણ છે, Communication Error.
- તમે જો દસ લોકોને એક સર્કલના રૂપમાં બેસાડો, પછી એક વ્યક્તિના કાનમાં ચુપકેથી કંઈક કહો અને તેને કહો કે તમે કહેલી વાત પોતાના પાસે બેસેલ વ્યક્તિના કાનમાં કહે. આ રીતે દરેક વ્યક્તિ પોતાની

પાસે બેસેલ વ્યક્તિના કાનમાં તમારી કહેલી વાત કહેતો રહે. જ્યારે દસમા ક્રમના વ્યક્તિ સુધી વાત પહોંચશે અને તમે તેનાથી એ જ વાત સાંભળશો, જે તમે સૌથી પહેલા વ્યક્તિના કાનમાં કહી હતી; તો તમને એ સાંભળીને ખૂબ જ આશ્ચર્ય થશે કે દસમો વ્યક્તિ તમારી વાત તદ્દન તોડી-મરોડીને બતાવશે, અને એવી વાત કહેશે, જેનો અર્થ તમે કહેલી વાતથી તદ્દન ભિન્ન હશે.

આ એક સત્ય છે અને મેનેજમેન્ટનો નિયમ પણ. એટલા માટે જ મેનેજમેન્ટમાં Verbal Communication ની મનાઈ કરવામાં આવી છે.

ઘોડાપૂરની કથા સાથે પણ આવું જ થયું છે અને વિશ્વના અનેક ધર્મોની સાથે પણ આવું જ થયું છે. ઇસ્લામ ધર્મની સાથે પણ આવું ન થાય, હજ્જનું એક કારણ એ પણ છે.

ઈશ્વરે વિશ્વના તમામ લોકોને જીવનમાં એક વાર ધરતીના કેન્દ્ર (Centre of the Earth) પર એકત્ર થઈને એકી સાથે બંદગી (Prayer) કરવાનો આદેશ આપ્યો છે. આને જ હજ્જ કહે છે. જગતભરના લોકો જ્યાં સુધી એક જગ્યાએ એકઠા થતા રહેશે, એક-બીજાની ભૂલો અને ધર્મના બગાડને દૂર કરતા રહેશે, તો પછી ધર્મના નીતિ-નિયમો અને કાનૂન કદાપિ નહીં બદલાય.

તેથી જ બાઇબલમાં પણ હજ્જ-યાત્રાનો ઉલ્લેખ છે, (Pslam, 84-1-12) અને આપણે 'મક્કા કે મક્તેશ્વર' ના પ્રકરણમાં વાંચ્યું પણ હતું કે વેદોમાં પણ મક્કા, કાબા શરીફનું વર્ણન છે અને તેની યાત્રા કરવાનું પણ કહેવામાં આવ્યું છે. પરંતુ તે લોકો, જેમને ધર્મનું જ્ઞાન હતું, તેમણે સામાન્ય લોકોને હંમેશા પૌરાણિક કથાઓમાં મગ્ન રાખ્યા, અને પવિત્ર વેદોના Basic Concept ને ક્યારેય સમજવા ન દીધો.

હજ્જના બીજા ઘણાં કારણો (Reasons), લાભ (Benefits), તત્ત્વજ્ઞાન (Philosophy) છે. તે તમામના વિવરણનો સમાવેશ આ નાની પુસ્તિકામાં કરવો મુશ્કેલ છે.

# પુસ્તકનો સારાંશ

૧. ઈશ્વર એક છે, નિરાકાર છે. આપણે બસ, તેની જ ભક્તિ અને ઉપાસના કરવી જોઈએ.

૨. લોકોને ધર્મનું જ્ઞાન આપવા ઈશ્વરે દરેક દેશમાં અને દરેક યુગમાં પયગંબરો/ઈશદૂતો મોકલ્યા, જેમની કુલ સંખ્યા આશરે ૧,૨૪,૦૦૦ છે. તેમાંથી કેટલાકના નામ આ પ્રમાણે છે :

   ૧. હઝરત આદમ અલૈ. (જેમને બ્રહ્મા પણ કહે છે.)
   ૨. હઝરત નૂહ અલૈ. (જેમને મનુ પણ કહે છે.)
   ૩. હઝરત ઈબ્રાહીમ અલૈ. (જેમને અબિરામ અને બ્રહ્મા પણ કહે છે.)
   ૪. હઝરત ઈસ્માઈલ અલૈ. (અથર્વવેદમાં જેમને અથર્વા પણ કહે છે.)
   ૫. હઝરત ઈસ્હાક અલૈ. (અથર્વવેદમાં જેમને અંગરિકા પણ કહે છે.)
   ૬. હઝરત મુહમ્મદ સલ્લ. (જેમને વેદ અને પુરાણોમાં નરાશંસ, કલ્કિ અવતાર, મહામે ઋષિ, મહામદ, અદમ વગેરે પણ કહે છે.)
   ૭. હઝરત ઈસા અલૈ.
   ૮. હઝરત મૂસા અલૈ. (ભવિષ્ય પુરાણમાં હઝરત ઈસા અલૈ. અને હઝરત મૂસા અલૈ.નું વર્ણન છે.)

   આ તમામ પયગંબરોનો ઉલ્લેખ બાઈબલ, કુર્આન, વેદ અને પુરાણોમાં છે. તેથી આપણે આ તમામને સાચા માનવા જોઈએ અને તેમનો આદર કરવો જોઈએ.

૩. આપણો જન્મ એક જ વાર થયો છે. હવે જ્યારે આપણું મૃત્યુ થશે, તે પણ એક જ વાર થશે. પછી બીજો જન્મ નહીં હોય. અલબત્ત, મૃત્યુ પછી પરલોકમાં ઈશ્વર આપણા-સૌને ફરીથી જીવંત કરશે.

૪. મૃત્યુ પછી માનવીના કર્મો અનુસાર શાશ્વત આરામ અથવા તકલીફ બદલારૂપે મળશે.

૫. કયામતમાં કર્મોનો હિસાબ-કિતાબ થશે. એક ઈશ્વરને માન્યો અને સદ્કાર્યો કર્યા તો સ્વર્ગ મળશે. એક ઈશ્વરને માન્યો અને ખરાબ કાર્યો કર્યા તો અમુક સમય માટે નર્કની સજા થશે, પરંતુ સજા પૂરી થતાં સ્વર્ગ મળશે.

૬. જો એક ઈશ્વરની સાથે બીજા ઘણાં ઈશદૂતો / પયગંબરો, વલી-અલ્લાહ, મહાપુરુષો કે દેવી-દેવતાઓને ઈશ્વર માન્યા અથવા ઈશ્વરની જેમ ધન અને મુક્તિ આપનાર માન્યા અને તેમની પૂજા કરી, અને સદ્કાર્યો પણ કર્યા, તો આ જ સંસારમાં તેનું ફળ મળશે. મૃત્યુ પછી એક ઈશ્વરને ન માનવાવાળાં માટે કેવળ નર્ક જ છે.

૭. તમામ ધર્મગ્રંથોનો આદર કરવો જોઈએ.

૮. હઝરત મુહમ્મદ (સલ્લ.)અંતિમ ઈશદૂત કે અવતાર છે. તેમના પછી હવે કોઈ ઈશદૂત કે અવતાર નહીં આવે. હઝરત ઈસા અને હઝરત મહેંદી, જો ધરતી પર આવશે, તો તેઓ પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને જ માનવાવાળા હશે.

૯. પવિત્ર કુર્આનમાં ઈશ્વરે કહ્યું છે કે મેં (ઈશ્વરે) જે ધર્મની શિક્ષા હઝરત મુહમ્મદને આપી છે, તે જ તેણે હઝરત ઈબ્રાહીમ અને બીજા તમામ ઈશદૂતોને આપી હતી, તેથી ઈસ્લામ કોઈ નવો ધર્મ નથી.

૧૦. હઝરત મુહમ્મદ (સલ્લ.)એ કહ્યું છે કે ઈશ્વરે મને આ ધરતીના તમામ મનુષ્યોને સર્વશ્રેષ્ઠ આચરણની શિક્ષા આપવા માટે મોકલ્યો છે. તેથી એ લોકો, જેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ઈશદૂત માને છે, તેમનું આચરણ પણ સર્વશ્રેષ્ઠ હોવું જોઈએ. (હદીસ : મુત્તા)

૧૧. ઈશ્વરે કહ્યું છે કે આ સંસાર મારો પરિવાર છે, તેથી ઈશ્વરની ઉપાસનાની એક રીત તેના પરિવારની સેવા કરવું પણ છે. (હદીસ)

# પવિત્ર વેદ અને પવિત્ર કુર્આનમાં એક જેવાં શ્લોકો

## ઈશ્વરની પ્રાર્થના (દુઆ) વિશે શ્લોકો

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **न भोजा मम्रुनं न्यर्थमीयुनं रिष्यन्ति न व्यथन्ते ह भोजाः। इदं यिव्दश्वं भुवनं स्वश्चैतत्सर्व दक्षिणैभ्यो दूदाति।** (ઋગ્વેદ, ૧૦:૧૯૭:૮)<br>દાનશીલ લોકો અમર થઈ જાય છે. ન તેઓ વિનષ્ટ થાય છે અને ન દુઃખ, કલેશ, ભયથી પીડિત થાય છે. દાન આ દાતાઓને આલોક અને સ્વર્ગલોકની સુવિધાઓ) પ્રદાન કરે છે. | • **અલ્લઝીન યુન્ફિકૂન અમ્વાલહુમ્ બિલ્-લયૂલિ વન્-નહારિ સિર્રવ્-વ-અલાનિયતન્ ફ-લહુમ્ અજ્‌રુહુમ્ ઇન્દ રબ્બિહિમ્. વ-લા ખવ્ફુન્ અલઈહિમ્ વ-લા હુમ્ યહ્‌ઝનૂન.** (કુર્આન, ૨:૨૭૩)<br>જે લોકો પોતાનું ધન રાત-દિવસ જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે, તેમનો બદલો તેમના રબ (પ્રભુ-પાલનહાર)ના પાસે છે અને તેમના માટે કોઈ ભય અને દુઃખની શક્યતા નથી. |
| • **सइद् भोगो यो गृहवे ददात्यन्न कामाय चरते कृशाय। अरमस्मै भवति यामहूता उतापरीषु कृणुते सखायम ॥** (ઋગ્વેદ, ૧૦:૧૧૭:૩)<br>જે નિર્ધનો અને વંચિતતાઓથી પીડિતોની મદદ માટે દાન કરે છે તેનું કલ્યાણ થાય છે, તેના શત્રુઓ પણ તેના મિત્ર બની જાય છે. | • **અલ્લઝીન યુન્‌ફિકૂન ફીસ્-સર્રાઇ વદ્-દર્રાઇ વલ્ કાઝિમીનલ્ ગઇઝ વલ્ આફીન અનિન્-નાસ. વલ્લાહુ યુહિબ્બુલ્-મુહસિનીન.** (કુર્આન, ૩:૧૩૪)<br>જેઓ દરેક હાલતમાં પોતાનું ધન ખર્ચ કરે છે, ચાહે ખરાબ હાલતમાં હોય કે સારી હાલતમાં, જેઓ ગુસ્સાને પી જાય છે અને બીજાઓની ભૂલોને માફ કરી દે છે - આવા નેક લોકો અલ્લાહને ખૂબ પ્રિય છે. |
| • **यह एक इद्र विद्‌यतेवसुं मर्ताय दाशेषु** (ઋગ્વેદ, ૧:૮૪:૭)<br>જે ઈશ્વર એક છે, તે જ દાનશીલ મનુષ્યને ઘણાં પ્રકારની આજીવિકા આપે છે. | • **વ અનૂફિકૂ ખઈરં-લિઅન્‌ફુસિકુમ.** (કુર્આન, ૬૪:૧૬)<br>અને પોતાનું ધન ખર્ચ કરો, આ તમારા માટે જ સારું છે.<br>• **ઈન્‌તુકરિઝુલ્લાહ કરઝન્‌હસનં-ય્યુઝાઈફહુ લકુમ્ વયગ્ફિર્ લકુમ.** (કુર્આન, ૬૪:૧૭)<br>જો તમે અલ્લાહને ઉત્તમ ઋણ આપો તો તે તેને અનેક ગણું વધારીને આપશે અને તમારા કસૂરોને માફ કરી દેશે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **पवमान ऋतं बृहच्छुं ज्योतिरजीजनत्।** (ઋગ્વેદ, ૯:૬૬:૨૪)<br>પાવન શાસ્ત્રોએ અત્યંત ઉજ્જવળ જ્યોતિને જન્મ આપ્યો અને કાળા અંધકારને નષ્ટ કર્યો. | • **કિતાબુન્ અનૂઝલ્નાહુ ઈલઈક લિતુખ્રિજન્નાસ મિનઝ્-ઝુલુમાતિ ઈલન્-નૂર. બિ-ઈઝ્નિ રબ્બિહિમ્ ઈલા સિરાતિલ્ અઝીઝિલ્-હમીદ.** (કુર્આન, ૧૪:૧)<br>આ એક ગ્રંથ છે, જેને અમે તમારા તરફ અવતરિત કરેલ છે, જેથી તમે લોકોને અંધકારમાંથી કાઢીને પ્રકાશ તરફ લઈ આવો, તેમના પ્રભુ-પાલનહારની મહેરબાનીથી, એ ઈશ્વરના માર્ગ પર જે પ્રભુત્વશાળી અને સ્વયં પ્રશંસિત છે. |
| • **स्वयं यजस्व स्वयं जुषस्व** (યજુર્વેદ, ૩:૧૫)<br>તું જ કર્મ કર અને તું જ તેના ફળને ભોગવ. | • **અલ્લા તઝિરુ વાઝિરતુઁ-વ્ વિઝ્ર ઉખ્રા.** (કુર્આન, ૫૩:૩૮)<br>અને ત્યાં કોઈ બોજ ઉઠાવનાર બીજા કોઈનો બોજ નહીં ઉઠાવે. |

# પાપીઓને ચેતવણી

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **यस्तन्न वेद किमृचा करिष्यति** (ઋગ્વેદ, ૧:૧૬૪:૩૯)<br>જે તે બ્રહ્મને નથી જાણતો તે વેદથી શું કરશે? | • **યુઝિલ્લુ બિહી કસીરંવ્-વ યહ્દિ બિહી કસીરા. વ-મા યુઝિલ્લુ બિહી ઈલ્લલ્ ફાસિકીન.** (કુર્આન, ૨:૨૬)<br>તેનાથી (પવિત્ર કુર્આનથી) અલ્લાહ ઘણાં લોકોને ભટકાવી દે છે અને ઘણાં લોકોને સન્માર્ગ દેખાડી દે છે, પણ તેનાથી તે માત્ર અવજ્ઞાકારીઓને જ ભટકવા દે છે. |
| • **उत त्व पश्यन्त ददर्श वाचमुत त्वः श्रृण्वन्न श्रुणोत्ये नाम।** (ઋગ્વેદ, ૧૦:૭૧:૪)<br>બુદ્ધિહીન લોકો ગ્રંથને જોઈને પણ નથી જોતાં અને સાંભળીને પણ નથી સાંભળતા. | • **વ-લહુમ્ અઅ્યુનુલ્-લા-યુબ્સિરૂન બિહા. વ-લહુમ્ આઝાનુલ્-લા-યસ્મઊન બિહા. ઊલાઈક કલ્-અન્આમિ બલ્ હુમ્ અઝલ્લુ. ઊલાઈક હુમુલ્ ગાફિલૂન.** (કુર્આન, ૭:૧૭૯)<br>તેમના પાસે દિલ છે, પણ તેનાથી તેઓ સમજતા નથી, તેમના પાસે આંખો છે પણ તેનાથી તેઓ જોતાં નથી, તેમના પાસે કાન છે પણ તેનાથી તેઓ સાંભળતા નથી. તેઓ પશુઓ જેવા છે, બલ્કે તેનાથી પણ વધુ ખરાબ. તે જ લોકો છે, જેઓ ગફલતમાં પડેલા છે. |
| • **मा चिदन्यव्दि शसंत सखायो मा रिषण्य।** (ઋગ્વેદ, ૮:૧:૧)<br>હે મિત્રો ! ઈશ્વર સિવાય કોઈ અન્યની ઉપાસના નહીં કરો, તો તમે હિંસાથી સુરક્ષિત રહેશો. | • **અલ્લા તઅ્બુદૂ ઈલ્લલ્લાહ. ઈન્ની અખાફુ અલઈકુમ્ અઝાબ યવ્મિન્ અલીમ.** (કુર્આન, ૧૧:૨૬)<br>એ કે તમે અલ્લાહ સિવાય કોઈની ઉપાસના ન કરો. મને તમારા વિશે એક દુ:ખદ દિવસની યાતનાનો ડર છે. |
| • **अन्धंतमः प्र विशन्ति येअसंभूतिमुपासते। ततो भुय अझ्व ते तमो य अ उ अम्भूत्यां रताः ॥** (યજુર્વેદ, ૪૦:૯)<br>જે અસંભૂતિ (પ્રકૃતિ રૂપ જડ પદાર્થો)ની ઉપાસના કરે છે, તેઓ ઘોર અંધકાર (નર્ક)માં પ્રવેશ પામે છે, અને જેઓ સંભૂતિ (પ્રકૃતિથી ભિન્ન સૃષ્ટિ)નું સ્મરણ કરે છે તેઓ તેનાથી પણ અધિક અંધકારમાં પડે છે. | • **કુલ્ અતઅ્બુદૂન મિન્ દુનિલ્લાહિ મા-લા યમ્લિકુ લકુમ્ ઝર્રંવ્-વ-લા નફ્આ. વલ્લાહુ હુવસ્-સમીઉલ્ અલીમ.** (કુર્આન, ૫:૭૬)<br>તેમને કહો, શું તમે અલ્લાહને છોડીને તેની ઉપાસના કરો છો, જેઓ ન તમને નુકસાન પહોંચાડી શકે છે, ન લાભ? જો કે સૌનું સાંભળવાવાળો અને સર્વજ્ઞ તો અલ્લાહ જ છે. |

# પાપીઓને કેવી સજા આપવામાં આવશે

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **असुर्य्या नाम ते लोका अन्धेन तमसा वृत्ताः तॉस्ते प्रेत्यापि गच्छन्ति ये के चात्महनो जनाः** (યજુર્વેદ, ૪૦:૩)<br><br>જે મનુષ્યો જીવતાં પોતાના આત્માનું હનન કરે છે, તેઓ મૃત્યુ પછી અંધકારમય દાનવોના લોકમાં જાય છે. | • **વ-લ્લઝીન કફરૂ બિઆયાતિના હુમ્ અસ્હાબુલ્ મશ્અમહ. અલઈહિમ્ નારૂન્ મુઅ્સદહ.** (કુર્આન, ૯૦:૧૯-૨૦)<br><br>જેમણે અમારી આયતોને માનવાથી ઈન્કાર કર્યો, તેઓ ડાબી બાજુવાળા છે, તેમના પર આગ (છવાયેલી) હશે. |
| • **य आधाय चकमानाय पित्वो अन्नवान्त्सन् सफि तायो पजरग्भूषे। स्थिरंमनः कृष्णुते सेवते पुरोतो चितूस मर्डितार न विदन्ते॥** (ઋગ્વેદ, ૧૦:૧૧૭:૨)<br><br>જે દુર્બળ, અન્નના ઈચ્છુક, દરિદ્રતાથી પીડિતોને, અન્ન હોવા છતાં સહાયતા નથી કરતો, તેને કષ્ટ આવે ત્યારે કોઈ સુખ નથી મળતું. | • **ફ-ઝાલિકલ્લઝી યદુઅ્-ઉલ્ યતીમ. વ-લા યહુદ્દુ અલા તઆમિલ્ મિસ્કીન. ફ-વયલુલ્ લિલ્-મુસલ્લીનલ્લઝીન હુમ્ અન્ સલાતિ-હીમ સાહૂન. અલ્લઝીન હુમ્ યુરાઊન વ-યમ્ નઊનલ્ માઊન.** (કુર્આન, ૧૦૭:૨-૭)<br><br>તે જ તો છે જે અનાથને ધક્કા મારે છે, અને ભૂખ્યાઓને ભોજન આપવા પ્રોત્સાહિત નથી કરતો, પછી વિનાશ છે તે નમાઝ પઢનારાઓ માટે, જેઓ પોતાની નમાઝ પ્રત્યે બેદરકારી દાખવે છે, જેઓ દેખાડો કરે છે અને મામૂલી જરૂરિયાતની વસ્તુઓ (લોકોને) આપવાનું ટાળે છે. |
| • **ऋतुस्य पन्था न तरन्ति दुष्कृतः** (ઋગ્વેદ, ૯:૭૩:૬)<br><br>સન્માર્ગને પાપીઓ પાર કરી શકતા નથી. | • **વઈય્યરવ્ સબીલર્-રુશ્દિ લા-યત્તખિઝુહુ સબીલા. વઈય્યરવ્ સબીલરલ્-ગય્યિ યત્તખિઝૂહુ સબીલા.** (કુર્આન, ૭:૧૪૬)<br><br>જો તેઓ સન્માર્ગ જોઈ લે તો પણ તેઓ તેને પોતાનો માર્ગ નહીં બનાવે, અને જો વાંકો રસ્તો દેખાય તો તેના પર ચાલી નીકળશે. |
| • **केवलागो भवति केवलादी** (ઋગ્વેદ, ૧૦:૧૧૭:૬)<br><br>જે પોતાની કમાણી એકલો ખાય છે, તે પાપ ખાય છે. | • **લન્ તનાલુલ્-બિર્ર હત્તા તુન્ફિકૂ મિમ્મા તુહિબ્બૂન.** (કુર્આન, ૩:૯૨)<br><br>તમે નેકીના દરજ્જાએ નથી પહોંચી શકતા, |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| | જ્યાં સુધી તમે તે વસ્તુઓને (ઈશમાર્ગમાં) ખર્ચ ન કરો, જે તમને પ્રિય છે. |
| • **माधमन्त्रं विदन्ते अप्रचेताः सत्यं ब्रवीमि वध इत्स तस्या<br>नार्यमणं पुष्यति नो सखायं केवलाधो भवति केवलादी॥** (ઋગ્વેદ, ૧૦:૧૧૭:૬)<br><br>મૂર્ખ પરિશ્રમ વિના અન્ન (ધન વગેરે) કમાય છે. સાચું કહું છું કે તે તેનો વિનાશ જ છે. ન તો તે સંતોને ભોજન કરાવે છે, અને ન મિત્રોને. એકલો ખાનારો કેવળ પાપનું ભક્ષણ કરે છે. | • **ફક્કુ રકબતિન્ અવ્ ઈત્આમુન્ ફી યવ્મિન્-ઝી મસ્ગબા, યતીમન્-ઝા મકરબા, અવ્ મિસ્કીનન્-ઝા મત્રબા. સુમ્મ કાન મિનલ્લઝીન આમનૂ વ-તવાસવ્ બિસ્-સબ્રિ વ-તવાસવ્ બિલ્ મરહમહ. ઊલાઈક અસ્હાબુલ્ મઈનમનહ. વલ્લઝીન કફરૂ બિ-આયાતિન હુમ્ અસ્હાબુલ્ મશ્અમહ, અલઈહિમ્ નારુમ્-મુઅ્સદહ.** (કુર્આન, ૯૦:૧૩-૨૦)<br><br>કોઈ ગળાને ગુલામીમાંથી મુક્ત કરાવવું, અથવા ભૂખના (નિરાહારના) દિવસે કોઈ નજીકના અનાથને કે ધૂળમાં રગદોળાતા કોઈ ગરીબને ભોજન કરાવવું; પછી એ કે મનુષ્ય તે લોકોમાંથી બની જાય જેઓ ઈમાન લાવ્યા અને જેમણે એકબીજાને ધૈર્ય અને દયાનો સદુપદેશ આપ્યો. આ છે સૌભાગ્યશાળી લોકો. રહ્યા તે લોકો જેમણે અમારી આયતોનો ઈન્કાર કર્યો, તેઓ દુર્ભાગ્યશાળી લોકો છે, તેમના પર (નર્કની) આગ હશે, જેને બંધ કરી દેવામાં આવી હશે. |

# ઈશ્વર કોણ છે ? (તેની મહાનતાનું વર્ણન)

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **न तस्य प्रतिमा अस्ति** (યજુર્વેદ, ૧૦:૭૧:૪)<br>તે ઈશ્વરની કોઈ પ્રતિમા નથી. | • **લઈસ કમિસ્લિહી શઈઉન્.** (કુર્આન, ૪૨:૧૧)<br>જગતની કોઈ વસ્તુ તેના સમાન નથી. |
| • **इंन्द्रं मित्रं वरूमग्निमाहु रथो दिव्यः स सुपर्णो गरूत्मान्।<br>एकं सव्दिपा बहुधा वदन्त्यग्नि यमं मातरिश्वानमाहुः॥** (ઋગ્વેદ, ૧૦:૧૧૪:૫)<br>તે ઈશ્વર જ ઈન્દ્ર, મિત્ર, વરુણ, અનો આકાશમાં ગુરૂમ્તાન છે; તે જ અગ્નિ, યમ અને માતરિશ્વા (પવન) છે. વિદ્વાનો એક બ્રહ્મને જ અનેક નામોથી પોકારે છે. | • **અલ-મલિકુલ્-કુદ્દુસુસ્-સલામુલ્-મુઅ્મિનુલ્-મુહઈમિનુલ્-અઝીઝુલ્-જબ્બારુલ્-મુતકબ્બિર. સુબ્હાનલ્લાહિ અમ્મા યુશ્રિકૂન. હુવલ્લાહુલ્ ખાલિકુલ્ બારિઉલ્ મુસવ્વિરુ લહુલ્ અસ્માઉલ્ હુસ્ના, યુસબ્બિહુ લહૂ મા-ફિસ્સમાવાતિ વલ્-અર્દ, વહુવલ્ અઝીઝુલ્ હકીમ.** (કુર્આન, ૫૯:૨૪)<br>તે સમ્રાટ છે, તદ્દન પવિત્ર, સર્વથા સલામતી, શાંતિ પ્રદાન કરનાર, સંરક્ષક, સૌના ઉપર પ્રભુત્વ ધરાવનાર, પોતાનો આદેશ બળપૂર્વક લાગૂ કરનાર, અને વાસ્તવમાં મોટાઈવાળો છે. પવિત્ર છે અલ્લાહ તે શિર્કથી જે આ લોકો કરી રહ્યા છે. તે અલ્લાહ જ છે સૃષ્ટિની યોજના ઘડનાર, તેને ક્રિયાન્વિત કરનાર, તદનુસાર રૂપ આપનાર છે. તેના જ માટે સર્વશ્રેષ્ઠ નામો છે. જે વસ્તુ પણ આકાશો અને ધરતીમાં છે, તેના જ ગુણગાન કરી રહી છે, અને તે પ્રભુત્વશાળી, તત્ત્વદર્શી છે. |
| • **विश्वस्य मिषतो वशी** (ઋગ્વેદ, ૧૦:૧૯૦:૨)<br>તે દરેક સર્જનોને અંકૂશમાં રાખે છે. | • **વ-હુવલ્ કાહિરુ ફવ્ક ઈબાદિહી.** (કુર્આન, ૬:૧૮)<br>તેને પોતાના સેવકો પર પૂર્ણ અધિકાર પ્રાપ્ત છે. |
| • **पतिर्बभूथासमो जनानमेको विश्वस्य भवनस्य राजा।** (ઋગ્વેદ, ૬:૩૬:૪)<br>તે મનુષ્યોનો પ્રભુ છે, જેના સમાન કોઈ નથી, સૌનો એકમાત્ર શાસક છે. | • **રબ્બુસ્સમાવાતિ વલ્ અર્દિ વમા બઈનહુમા, વ-રબ્બુલ્ મશારિક.** (કુર્આન, ૩૭:૫)<br>તે જે ધરતી અને આકાશોનો અને તમામ તે વસ્તુઓનો માલિક છે, જે ધરતી અને આકાશોના વચ્ચે છે, અને બધી પૂર્વ દિશાઓનો માલિક છે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **एकं सद्विपा बहुधा वदन्त्यग्नि यमं मातरिश्वानमाहुः॥** (ઋગ્વેદ, ૧:૧૬૪:૪૬)<br>તે અગ્નિ, યમ અને માતરિશ્વા (પવન)છે, તે એકબ્રહ્મને વિદ્વાનો અનેક નામોથી પોકારે છે. | • **વ-કુલિદ્ઊલ્લાહ અવિદ્ઊર્-રહમાન, અય્યંમ્મા તદ્ઊ ફલહૂલ્-અસ્માઉલ્-હુસ્ના.**<br>(કુર્આન, ૧૭:૧૧૦)<br>(હે પયગંબર !) આમને કહો – અલ્લાહ કહીને પોકારો કે રહમાન (પરમ્ કૃપાળુ) કહીને, જે નામથી પોકારો તેના માટે બધા નામ ઉત્તમ જ છે. |
| • **यदंग दाशुशेत्वमग्ने भद्रं करिष्यसि त्वेत तत् सत्यमंगिरः** (ઋગ્વેદ, ૧:૧:૧૦૬)<br>હે ઈશ્વર ! તમે સદાચારીઓને ઉત્તમ ફળ આપો છે, આ તમારી સદ્પ્રવૃત્તિ છે. | • **મન્ અમિલ સાલિહમ્-મિન્ ઝકરિન્ અવ્ ઉન્સા વ-હુવ મુઅ્મિનુન્ ફ-લનુહ્યિયન્નહૂ હયાતન્ તય્યિબહ. વ-લનજ્ઝિયન્નહુમ્ અજ્રહુમ્ બિઅહ્સનિ મા-કાનૂ યઅ્મલૂન.**<br>(કુર્આન, ૧૬:૯૭)<br>જે વ્યક્તિ પણ સદ્કાર્ય કરશે, પુરુષ હોય કે સ્ત્રી, શરત એ છે કે તે ઈમાનવાળો હોય, તો અમે તેને દુનિયામાં શુદ્ધ અને પવિત્ર જીવન જીવાડીશું, અને (પરલોકમાં) આવા લોકોને તેમના ઉત્તમ કર્મોના બદલામાં અમે બદલો પ્રદાન કરીશું. |
| • **त्वंनो अनतम उत त्राता** (ઋગ્વેદ, ૫:૨૪:૧)<br>તું અમારા અત્યંત સમીપ અને સંરક્ષક છે. | • **વ-લકદ્ ખલક્નલ્-ઈન્સાન વ-નઅ્લમુ મા-તુવસ્વિસુ બિહી નફ્સહૂ, વ-નહ્નુ અક્રબુ ઈલઈહિ મિન્ હબ્લિલ્ વરીદ.**<br>(કુર્આન, ૫૦ઃ૧૬)<br>અમે મનુષ્યને પેદા કર્યો છે અનેતેના મનમાં ઉદ્ભવતા વસવસાઓ સુદ્ધાંને અમે જાણીએ છીએ. અમે તેની ગળાની ધોરી નસ કરતાં પણ વધુ નજીક છીએ. |
| • **यो मारयति प्राणयति यस्मान प्राणन्ति भुवानानि विश्वा।** (અથર્વવેદ, ૧૩:૩:૩)<br>જે ઈશ્વર જીવન અને મૃત્યુ આપે છે, અને જેની કૃપાથી જ બધાં જીવો જીવિત છે. | • **અલ્લાહુલ્લઝી ખલકકુમ્ સુમ્મ રઝકકુમ્ સુમ્મ યુમીતુકુમ્ સુમ્મ યુહ્યિયૂકુમ.**<br>(કુર્આન, ૩૦:૪૦)<br>અલ્લાહ જ છે જેણે તમને પેદા કર્યા, પછી તમને આજીવિકા પ્રદાન કરી, પછી તે તમને મૃત્યુ આપે છે, પછી તમને જીવિત કરશે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **तमेव विद्वान् नबिभाया मृत्योः** (અથર્વવેદ, ૧૦:૮:૪૪) તે આત્માને જાણી લીધા પછી મનુષ્ય મૃત્યુથી નથી ડરતો. | • **અલા ઈન્ના અવલિયા અલ્લાહિ, લાખવ્ફુન્ અલઈહિમ્ વલા હુમ્ યહ્ઝનૂન.** (કુર્આન, ૧૦:૬૨) સાંભળો ! જેઓ અલ્લાહના મિત્ર છે, તેમના માટે કોઈ ભય અને દુ:ખની સંભાવના નથી. |
| • **अदब्धानि वरूणस्य व्रतानि**(ઋગ્વેદ, ૧:૨૪:૧૦) ઈશ્વરનો કાનૂન બદલાતો નથી. | • **લા-તબ્દીલ લિ-કલિમાતિલ્લાહ.** (કુર્આન, ૧૦:૬૪) અલ્લાહની વાતો બદલાઈ શકતી નથી. |
| • **न किरस्य प्रभिनन्ति व्रतानी** (ઋગ્વેદ, ૧૮:૧:૫) ઈશ્વરનો કાનૂન કોઈ બદલી શકતું નથી. | • **સુન્નતિલ્લાહિ-લ્લતિ કદ્ ખલત્ મિન્ કબ્લ. વ-લન્ તજિદ લિ-સુન્નતિલ્લાહિ તબ્દીલા.** (કુર્આન, ૪૮:૨૩) આ અલ્લાહની તે રીત (સુન્નત) છે, જે પહેલાંથી ચાલી આવે છે, અને તમે અલ્લાહની રીતમાં કોઈ ફેરફાર નહીં જુઓ. |
| • **इसे चित् तव मन्यवे वे पेते भियसा मही यदिन्द्र वज्रिन्नोजसा वृत्रं मरूत्वां अवधोरर्चन्नु स्वराज्यम॥** (અથર્વવેદ, ૧:૮૦:૧૧) હે ઈશ્વર ! તારા પ્રતાપથી આ લોકધ્રુજી રહ્યું છે. તું પોતાના પ્રકોપથી દુષ્કર્મીઓને મારે છે અને સત્કર્મીઓનો પોતાના રાજ્યમાં સત્કાર કરતાં સુખ પ્રદાન કરે છે. | • **વ-લિલ્લાહિ મા-ફિસ્સમાવાતિ વ-મા ફિલ્-અર્દ, લિ-યજ્ઝિય-લ્લઝીન અસાઊ બિમા અમિલૂ વ-યજ્ઝિયલ્લઝીન અહ્સનૂ બિલ્ હુસ્ના.** (કુર્આન, ૫૩:૩૧) અને ધરતી અને આકાશની દરેક વસ્તુનો માલિક અલ્લાહ જ છે, જેથી અલ્લાહ બૂરાઈ કરનારાઓને તેમના કર્મોનો બદલો આપે અને તે લોકોને સારો બદલો પ્રદાન કરે, જેમણે સારું વર્તન અપનાવ્યું છે. |
| • **यो देवष्वधि देव एक आसीत्।** (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૮) જે સમસ્ત દેવોનો એકદેવ છે. | • **ઊલાઈકલ્લઝીન યદ્ઊન યબ્તગૂન ઈલા રબ્બિહિમુલ્ વસીલત અય્યુહુમ્ અક્રબુ વ-યર્જુન રહ્મતહૂ વ-યખાફૂન અઝાબહુ. ઈન્ન અઝાબ રબ્બિક કાન મહ્ઝુરા.** (કુર્આન, ૧૭:૫૭) જેમને આ લોકો પોકારે છે, તેઓ તો સ્વયં પોતાના રબની નિકટતા પ્રાપ્ત કરવા માધ્યમ શોધી રહ્યા છે કે કોણ તેનાથી સૌથી વધુ નિકટ |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| | થઈ જાય, અને તેઓ તેની કૃપાના ઉમેદવાર છે અને તેની યાતનાથી ડરે છે. હકીકત એ છે કે તારા રબની યાતના છે જ ડરવાને લાયક. |
| • **नाब्रह्मा यज्ञ ऋधग्जोषति त्वे।** (ઋગ્વેદ, ૧૦:૧૦૫:૮) હે ઈશ્વર ! તું એવી ઉપાસનાને ધિક્કારે છે, જેમાં ઇરાદાની નિષ્ઠા ન હોય. | • **ફ-વયલુલ્ લિલ્-મુસલ્લીનલ્લઝીન હુમ્ અન્ સલાતિહીમ સાહૂન. અલ્લઝીન હુમ્ યુરાઊન.** (કુર્આન, ૧૦૭:૪-૭) પછી વિનાશ છે તે નમાઝ પઢનારાઓ માટે, જેઓ પોતાની નમાઝથી બેદરકારી દાખવે છે, જેઓ દેખાડો કરે છે, અને સામાન્ય જરૂરતની વસ્તુઓ (લોકોને) આપવાથી કતરાય છે. |
| • **न यस्य द्यावापृथिवी अनु व्यचो न सिन्धवो रजसो अन्तमानशुः। नोत स्ववृष्टि अस्य युध्यत एको अन्यच चकृषे विश्वमानुषक ॥** (ઋગ્વેદ, ૧:૫૨:૧૪) ન ધરતી અને આકાશ તે ઈશ્વરની વ્યાપકતાને પામી શકે છે, અને ન અન્ય ગ્રહો, અને ન આકાશમાંથી વરસતી વર્ષા. તે એક ઈશ્વર સિવાય કોઈ બીજો આ જગતઉપર સામર્થ્ય ધરાવતો નથી. | • **વ-લા યુહીતૂન બિશય્-ઈમ્-મિન્ ઈલ્મિહી ઈલ્લા બિમા-શાઅ. વસિઅ કુર્સિય્યુહુસ્-સમાવાતિ વ-લ્ અર્દ.** (કુર્આન, ૨:૨૫૫) તેના જ્ઞાનમાંથી કોઈ વસ્તુ તેમની સમજ અને પકડમાં આવી શકતી નથી, સિવાય કે અલ્લાહ સ્વયં તેનું જ્ઞાન તેમને આપવા ચાહે. તેની રાજસત્તા આકાશો અને ધરતી ઉપર વ્યાપ્ત છે. |
| • **स एक एक एकवृदेक एव ।** (અથર્વવેદ, ૧:૫૨:૧૪) તું એક, એકલો, અમર. એક જ છે. | • **કુલ્ હુવલ્લાહુ અહદ. અલ્લાહુસ્સમદ.** (કુર્આન, ૧૧૨:૧-૨) કહો, તે અલ્લાહ છે, એકાકી અને અદ્વિતીય છે, અલ્લાહ નિરપેક્ષ અને સર્વાધાર છે. |
| • **यस्यैमाः प्रदिशः** (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૪) આ બધી દિશાઓ તેની જ છે. | • **વ-લિલ્લાહિલ્ મશ્રિકુ વલ્ મગ્રિબ. ફ-અયનમા તુવલ્લૂ ફસમ્મ વજ્હુલ્લાહ. ઈન્નલ્લાહ વાસિઉન્ અલીમ.** (કુર્આન, ૨:૧૧૫) પૂર્વ અને પશ્ચિમ સર્વ અલ્લાહના જ છે, જે તરફ પણ તમે રુખ કરશો તે જ તરફ અલ્લાહનું રુખ છે. અલ્લાહ સર્વવ્યાપી અને સર્વજ્ઞ છે. |

| પવિત્ર વેદોના શ્લોકો | પવિત્ર કુર્આનના શ્લોકો |
|---|---|
| • **तस्याम् सर्वा वक्षत्रा वशे चन्द्रमसा सह** (ઋગ્વેદ, ૧૦:૧૨૧:૪) ચંદ્રસહિત આ બધા નક્ષત્રો તેના જ વશમાં છે. | • **વશ્-શમ્સ વ-લ્ કમર વન્-નુજૂમ મુસખ્ખ-રાતિમ્ બિ-અમ્રિહી. અલા લહુલ્ ખલ્કુ વલ્-અમ્ર** (કુર્આન, ૭:૫૪) જેણે સૂર્ય અને ચંદ્ર અને તારાઓ પેદા કર્યા. સૌ તેના આદેશને આધીન છે. સાવધાન ! તેની જ સૃષ્ટિ છે અને તેની જ આજ્ઞા. |
| • **ઋગ્વેદ કહે છે, "હે શ્રદ્ધા રાખનારાઓ ! તેના સિવાય કોઈની પણ ઉપાસના ન કરોફ તે જ એક માત્ર ઈશ્વર છે.** (ઋગ્વેદ, ૮:૧:૧)<br>• **અથર્વવેદ કહે છે, "ઈશ્વર એક છે."** (અથર્વવેદ, ૧૦:૯:૨૯) | • **વ-મગાનિમ કસીરતંય્-યઅ્ખુઝૂહા. વકાન-લ્લાહુ અઝીઝન્ હકીમા.** (કુર્આન, ૪૮:૧૯) અને પુષ્કળ માલે-ગનીમત આપી દીધો, જે તેઓ ટૂંક સમયમાં જ મેળવશે. અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. |

